# નીતિબોધ.

છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.

કિમ્મત સાત આના.

# નીતિબોધ.

તૈયાર કરનાર

છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ,

રિટાયર્ડ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર,

વડોદરા પ્રાંત.

---

આવૃત્તિ પાંચમી.

---

સંવત ૧૯૭૩, સન ૧૯૧૭.

"સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસ-સુરત.

# પ્રસ્તાવના

## ( આવૃત્તિ પહેલીની )

શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમની દેશી ભાષામાં પુસ્તકભંડોળ વધે અને મરાઠી તથા ગુજરાતી ભાષાઓમાં છપાયલાં પુસ્તકોનાં પરસ્પર ભાષાન્તરો થાય એવી ઇચ્છા છે. તેને અનુસરીને આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે, અને વડોદરા દેશીકેળવણી ખાતાના આશ્રયથી બહાર પડી શક્યું છે.

રા૦ રા૦ હરિ કૃષ્ણ દામલેએ પોતાના પુસ્તક ઉપરથી આ પુસ્તક તૈયાર કરવાની પરવાનગી આપી તે માટે તેમનો ઉપકાર થયો છે.

૧૮ મી મે, ૧૮૯૨.

**છગનલાલ ઠાકોરદાસ મોદી.**

## મૂળ ગ્રંથકારની પ્રસ્તાવનામાંથી ઉતારો.

નીતિ શબ્દનો અર્થ ઘણો વ્યાપક છે. જૂદા જૂદા કાળમાં જૂદે જૂદે પ્રસંગે તેનો અર્થ જૂદો જૂદો કરવામાં આવેલો જણાય છે. પરંતુ આ જગ્યાએ તે સઘળા અર્થનો વિચાર કરવાની કંઇ જરૂર જણાતી નથી. આ જગ્યાએ તો તે શબ્દનો જે અર્થ સ્વાભાવિક રીતે મનમાં ઉત્પન્ન થાય છે તેનોજ કંઇક વિચાર કરવો યોગ્ય છે. સાધારણ રીતે આ શબ્દનો અર્થ વ્યવહારમાં સારી રીતે વર્તવું એ થાય છે. વ્યવહારમાં સારી રીતે વર્તવું એટલે સામા માણસનું નુકસાન ન કરતાં આપણે પોતાને,

આપણા સગાં સંબંધીને, આપણા દેશબંધુને, વગેરેને આપણે હાથે સુખ થાય અને આપણો માનમરતબો વધે એવી રીતે વર્તવું તે. આમાં અનેક બાબતોનો સમાવેશ થઇ શકે છે, ને તેમાં આરોગ્ય સંરક્ષણ, ઉદ્યોગ, પરોપકાર, સહનશીલતા, કર્તવ્ય કર્મ, પ્રામાણિક-પણું ઇત્યાદિ મુખ્ય છે. આરોગ્ય સંરક્ષણથી આપણા શરીરને સુખ થાય છે; ઉદ્યોગ કરવાથી અન્નવસ્ત્રની ખોટ ન પડતાં આપણે અનેક પ્રકારનું સુખ મેળવી શકીએ છીએ; પરોપકાર કરવો, સહનશીલતા રાખવી, કર્તવ્ય કર્મ જાણવું અને તે પ્રમાણે વર્તન રાખવું, પ્રામાણિકપણે ચાલવું, ઇત્યાદિ બાબતોને લીધે આપણને પોતાને આનંદ થાય છે અને લોકોમાં આપણે માન પામીએ છીએ; સારાંશ કે આ પ્રમાણે સારી રીતે વર્તવું, એટલે નીતિથી ચાલવું, એ દુનિયામાં માણસને ઘણું જરૂરનું છે, તેમ જેથી તેને અત્યંત લાભ થાય છે. આ ઉપર જણાવેલી બાબતો પૈકી કેટલીકનું ઉદાહરણ સહિત આ પુસ્તકમાં વિવેચન કીધેલું છે.

વિદ્યાના ફેલાવા સાથે નીતિથી વર્તવાની ઇચ્છા લોકોના મનમાં દઢ થતી જશે તોજ દેશને ખરેખરો લાભ છે. આ બાબત તરફ સરકારનું તેમજ લોકોનું લક્ષ ખેંચાવા માંડયું છે. થોડાંક વર્ષપર આના સંબંધમાં હિંદુસ્તાનની સરકારે જે એક ઠરાવ પ્રસિદ્ધ કીધો છે, તેમાં જણાવેલો મુખ્ય હેતુ ધ્યાનમાં રાખીને આ પુસ્તક તૈયાર કરવામાં આવેલું છે.

# અનુક્રમણિકા.

# નીતિબોધ.

## આરોગ્યસંરક્ષણ

આ વિષય બહુ મહત્વનો છે. તેમાં વળી હમણાં અનેક કારણોને લીધે આપણા દેશના લોકોની શરીર સંપત્તિ ક્ષીણ થવા લાગી છે, તેટલા માટે આપણે આ વિષયપર લક્ષ આપવું ઘણુંજ અગત્યનું છે. પૂર્વે આપણા વડીલોએ આ બાબતમાં વિશેષ લક્ષ આપ્યું હોય એમ જણાતું નથી: તથાપિ એથી કંઇ એમની સ્થિતિ નબળી હતી એમ કહી શકાશે નહીં; પરંતુ એઓનું જેવું ચાલ્યું, તેવુંજ આપણું પણ ચાલશે એમ ધારીને આપણે સ્વસ્થ બેશી રહેવું ઉપયોગી નથી; કેમકે આપણે એમના કરતાં અનેક પ્રકારે ભિન્ન સ્થિતિમાં છિયે. આપણને બીજા કશાથી તો રહ્યું, પણ માત્ર બુદ્ધિશક્તિથીએ બીજા સુધરેલા દેશો સાથે ટક્કર મારીને તેઓની બરોબરી કરતાં આવડ્યું નથી; તો પણ તેવી થોડી ઘણી પણ યોગ્યતા મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ, એમ કરીશું તોજ આપણો આરો આવે એમ છે. તેથી કરીને જે બુદ્ધિ માટે ઉપર કહેવામાં આવ્યું, તે બુદ્ધિ પ્રબળ થવાને માટે શારીરિક શક્તિની અનુકૂળતા જોઇએ, એ તો કોઇને અજાણ્યું નથી. તો તે જે વડે સારી રહી શકે, તે વાત તરફ પ્રત્યેક મનુષ્યે લક્ષ પહોંચાડવું જોઇએ. આ વાત વિદ્યાર્થી વર્ગને વિશેષે કરીને લાગુ પડે છે;

કારણ તેઓના ઉપરજ ઘણેક અંશે દેશનું ભાવી હિતાહિત અવલંબી રહેલું છે. આજકાલ તો જ્યાં ત્યાં ફીકાં મ્હોં, ઊંડી આંખો, બેશી ગયલા ગાલ, નીકળી આવેલાં હાડકાં, ક્ષીણતા, ઠીંગણાપણું, ક્ષયનાં ચિહ્ન, અકાલિક મૃત્યુ, ઇત્યાદિ બાબતો ઘણીજ દૃષ્ટિએ પડે છે. એવી બાબતો માટે બેદરકાર રહેવું એ અનર્થનું કારણ થઇ પડનાર છે.

ઘણાક વિદ્યાર્થીઓ પોતાનાં ઘરબાર છોડીને બીજાજ શેહેરમાં અભ્યાસ કરવા માટે જઇ રહે છે. ત્યાં પોતાની ખાવા પીવાની બરોબર વ્યવસ્થા રાખવા ઉપરાંત, તેઓએ કેટલો વખત અભ્યાસ કરવો, કેટલો વખત રમવું ખેલવું, કેટલો વખત ઊંઘ લેવી, ઇત્યાદિ બાબતો માટે તેઓનાપર દેખરેખ રાખનારા ચોકસીદારો ઈંગ્લંડ વગેરે સુધરેલા દેશો પ્રમાણે અહિંયાં નથી હોતા. તેટલા માટે તેવી સગવડ થતાં સુધી વિદ્યાર્થીઓએ પોતેજ પોતાની મેળે કાળજી રાખીને અભ્યાસ, વિશ્રાંતિ વગેરેના વખત નિયમિત ઠરાવી બરોબર વ્યવસ્થા પૂર્વક ચાલવું જોઇએ. આ સંબંધમાં સર્વ વિદ્યાર્થીઓને એક સરખા લાગુ પડી શકે એવા નિયમો આ સ્થળે આપવા કઠણ છે; કેમકે કોઇ વિદ્યાર્થીની બુદ્ધિ તીવ્ર હોય છે, તો કોઇની મંદ હોય છે; કોઇના શરીરનો બાંધો સારો હોય છે, તો કોઇ અશક્ત હોય છે; કોઇની ખાવા પીવાની તથા અભ્યાસની સગવડ સારી હોય છે, તો કોઇની તેવી હોતી નથી. તેથી જેણે તેણે પોતાની સગવડ પ્રમાણે આ બાબતના નિયમો ઠરાવ્યા હોય તો તેજ વધારે ઉપયોગી થઇ શકે એમ છે. છતાં કેટલાક મુખ્ય મુખ્ય નિયમો, કે જે ઘણે અંશે સર્વને લાગુ પડી શકે એમ લાગે છે, તે આગળ આપીએ છિયે:—

(૧) શાળાનો વખત બાદ કરીને દરરોજ સુમારે એકંદર

૭ કલાક મન દઇને અભ્યાસ કરવો. (૨) પેટી અથવા નીચું ટેબલ આગળ મૂકીને ઘણીક વાર સુધી લખવા કે વાંચવા બેસવાથી અગળ જતાં કમરમાં ચસકા નાખવાનો તથા દુખાવો થવાનો સંભવ રહે છે, તેથી ઊંચા ટેબલ અને ખુરસીનો ઉપયોગ બને તો કરવો. પરંતુ લખવાના વિષયો શિવાય બાકીના વિષયોનો અભ્યાસ ઊભા રહીને અગર આમ તેમ ફરતાં ફરતાં કરવામાં આવે તો તેથી ઘણો ફાયદો થાય છે. (૩) લખવાનું ટેબલ એટલું ઊંચું હોવું જોઇએ કે લખતી વેળા આપણને ઘણું નીચું વળવું પડે નહીં; કારણ એક સરખું નીચે વળીને જોવાથી આંખને ઇજા પહોંચે છે. જેમની આંખો નબળી હોય તેમણે તેપર દીવાનું તેજ ન પડવા દેવા માટે સંભાળ રાખવી જોઇએ, અને રાત્રે તથા પરોઢીએ ઉઠીને આંખપર ચંડું પાણી છાંટતા જવું. (૪) જેમ બને તેમ અભ્યાસ દિવસે કરવો અને રાત્રે ઘણું તો દશ વાગતા સુધીજ જાગવું, વધારે જાગવું નહીં. પરોઢીએ ચાર કિંવા નિદાન પાંચ વાગતે પણ ઊઠીને અભ્યાસે લાગવું; કારણ એ વેળા અભ્યાસ કરવાને માટે બહુ ઉત્તમ છે. (૫) દરરોજ ઓછામાં ઓછી ૭ કલાક ઊંઘ લેવી; અને બે કલાક સ્વચ્છ હવામાં વ્યાયામ અવશ્ય કરવો. વ્યાયામમાં તાલીમ અથવા કસરત કરવી, રમત રમવી, દોડાદોડી કરવી, ઇત્યાદિ બાબતોનો સમાવેશ થાય છે. આ ઉપરાંત આરોગ્યરક્ષણ વિષે આગળ બીજા નિયમો આપ્યા છે, તે પણ લક્ષમાં રાખવા.

હાલમાં આપણા વિદ્યાર્થી વર્ગ તરફથી આના સંબંધમાં જે દુર્લક્ષ અને ભૂલો થાય છે તે અત્યંત શોચનીય છે. એકાદા અંગ્રેજી શબ્દના ઉચ્ચારમાં કે જોડણીમા સેજ ભૂલ થઈ જાય છે તો તેથી તેઓ ઘણા શરમાય છે, પણ આરોગ્યરક્ષણના મુખ્ય મુખ્ય

નિયમો પણ પોતાના જાણવામાં હોતા નથી તે માટે તેઓ જરાએ લજવાતા નથી. એવું તો વારંવાર બને છે કે વિદ્યાર્થી પોતાની ઓછી સમજણને લીધે પોતાની શક્તિ કેટલી છે એ ન જાણતાં, જેમ જેમ જ્ઞાનનો અપાર સમુદ્ર તેની દૃષ્ટિએ પડવા માંડે છે, તેમ તેમ પોતાનાં પુસ્તકો ક્ષણવાર હાથમાંથી છોડતા નથી, ને હું મોટો વિદ્વાન્ થાઉં ત્યાં સુધી મારે વિશ્રાંતિ લેવીજ નહીં, એવો નિશ્ચય કરે છે. શરીરપ્રકૃતિના સંબંધમાં તે પ્રથમથીજ આટલો બધો બેદરકાર બની જાય છે; અને તેને લીધે તેની શક્તિઓ એટલી ક્ષીણ થઇ જાય છે કે આગળ જતાં તેનાથી બિલકુલ કામકાજ થઇ શકતું નથી અને અકાળ મૃત્યુનો ભોગ થઇ પડીશ એવું તેને થોડી મુદતમાંજ જણાઇ આવે છે. પણ એક વાર હાથમાંથી લગામ છુટી ગઇ પછી શો ઇલાજ ચાલવાનો હતો ? આ પ્રમાણે અનેક અતિ મેહેનતુ લોકોનો અકાળ મૃત્યુથી અંત આવેલો છે. આની સાથે એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે આમ થવાનું કારણ તેઓએ હદ ઉપરાંત મહેનત કરી તેજ ફક્ત નથી; પણ તેઓ પોતાના શરીરના આરોગ્ય માટે બેફિકર રહેલા, એ પણ એક મુખ્ય કારણ સમજવાનું છે.

પરંતુ હાલમાં આ વાત તરફ લોકો લક્ષ આપતા થયા છે એ એક સુચિહ્ન છે. બાળકોને અતિશય અભ્યાસના બોજામાં નાખવાં એ અયોગ્ય છે, એવી મતલબના હાલમાં પ્રસિદ્ધ થતા જૂદા જૂદા ગ્રંથોમાં લખાણ થવા માંડ્યાં છે. હવે તેમાં કદાચિત્ થોડી ઘણી અતિશયોક્તિ હશે, પરંતુ એવા લેખોમાં બહુધા તે હોવાની તો ખરી. વર્તમાનપત્રોમાં પણ શારીરિક શિક્ષણ તરફ લોકોનું લક્ષ ખેંચાય એવા નિબંધો ને પત્રો આવવા લાગ્યા છે, અને કોઇ કોઇ જગ્યાએ 'બળવર્દ્ધક' કિંવા એવાજ અર્થનાં

નામોવાળી સભાઓ પણ સ્થાપન થવા માંડી છે, ને તેમાં બાળ-કોની શરીરપ્રકૃતિ સારી રહેવા માટે શું કરવું જોઇએ એ વિષય ઉપર વિચાર થવા લાગ્યા છે તથા ચર્ચા થવા માંડી છે. એ ઉપરથી તેમની શરીરપ્રકૃતિ રહેવી જોઇએ તેવી રહેતી નથી એ વાત ઘણાક લોકોના લક્ષમાં આવી ચુકી છે એમ કહેવાને હરકત નથી. હવે એટલું થવાની જરૂર છે કે લોકોમાં આ વિષયના સંબંધમાં જે ઉત્કંઠા અને સમજ ઉભી થયલી દેખાય છે, તે ઉત્તરોત્તર વધતી જઇને તે સર્વેએ પોતપોતાનાં બાળ-કોની સ્થિતિ સુધારવાને અંતઃકરણથી મથવું જોઇએ.

આજ પ્રમાણે, શરીરસંપત્તિ સારી રહેવાને જે બાબતો અગત્યની છે એવું લોકો માને છે, તે સર્વેમાં વ્યાયામ કરવો જોઇએ એ વાત ઘણીજ અગત્યની છે, એ ઘણાક લોકોના મનમાં ઠસાયલું છે. માટે એ વિષય ઉપર બાળકોના સંબંધમાં કંઇ વિશેષ ચર્ચા કરવાનું કારણ નથી. મોટમોટાં શેહેરોમાં સર-કારી તથા ખાનગી નિશાળોની આસપાસ છોકરાંઓને રમવા સારૂ ઘણીક ખુલ્લી જગ્યા રાખેલી આપણે જોઇએ છિયે. તેમજ ખુલ્લાં મેદાનોમાં દોડવાની રમતો રમવા માટે કેટલોક નિયમિત વખત રાખવાનું નિશાળોમાં દાખલ થયું છે. વળી એવી રમતો બાળકોએ અવશ્ય રમવી જોઇએ એ વાત પણ હવે સર્વ લો-કોમાં માન્ય થતી જાય છે. પ્રાતઃકાળે અને સંધ્યાકાળે ઘણો વખત ભણવાનું કામ ચાલતું હોય છે, તેમાં વચગાળે થોડોક વખત ખુલ્લી હવામાં આમ તેમ બાળકોને ફરવા દેવાનો જે રિવાજ હમણાં દાખલ થયો છે, તે ઉપરથી એવું દેખાઇ આવે છે કે વિદ્યાર્થીઓની શરીરપ્રકૃતિ સુધારવાને જરૂરના નિયમો નિશાળમાં પળાવા જોઇએ, એવું હવે લોકોને લાગવા માંડયું છે.

હવે આ વિષયનો સાધારણ પણે વિચાર કરીએ. આરોગ્ય

એ શબ્દનો અર્થ શરીરનું નિરોગીપણું છે. શરીર નિરોગી હોવું એટલે તેના પ્રત્યેક અવયવ વિકાર રહિત હોઇને તે સર્વનાં કામો સરળ રીતે ચાલવાં તે. જ્યારે પકવાશય એટલે અન્ન પાચન થવાની હોજરીના વ્યાપાર સરળ રીતે ચાલતા હોય, કાળજું સ્વચ્છ હોઇને તેમાંથી લોહીનું ફરવાનું કામ બરાબર થતું હોય, ફેફસામાં કશો બગાડ ન હોય, શ્વાસોચ્છ્વાસ બરાબર રીતે ચાલતો હોય, અને મગજ તેમજ ત્વચા એઓમાં પણ કશો વિકાર હોય નહીં અને તેનાં સર્વ કામ સારી રીતે ચાલતાં હોય, ત્યારે શરીર નિરોગી છે એમ સમજવું. એવી રીતે શરીર નિરોગી હોય ત્યારેજ મનુષ્યના મનને આરામ લાગે છે, ને તે પોતાનાં સર્વ કામ આનંદથી કરી શકે છે. જે મનુષ્યની સ્થિતિ આવી હોય તેજ ખરેખરો સુખી છે; ને જેની સ્થિતિ તેવી ન હોય તેને બીજી સર્વ વાતો અનુકૂળ હોય તોપણ તે દુઃખીજ છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી, એવું વિચાર કરતાં સહજ માલમ પડશે.

જગત્કર્ત્તાએ શરીરની યોજના એવી કરેલી છે કે તેની આપણે કાળજી રાખીએ તો તે મૂળથી જેવું નિર્વિકાર હોય છે તેવુંજ સતત રહી શકે છે. પણ આપણે તેની કાળજી રાખીએ નહીં તો આપણે નિરોગી રહેવું અશક્ય છે. ઉદાહરણ, આપણે દરરોજ ખાતા હોઇએ તેના કરતાં વધારે ખાધું હોય, અથવા અવગુણ કરનારૂં અન્ન ખાધું હોય, તો આપો આપ આપણા કોઠાને ઇજા થશે. તેજ પ્રમાણે કંઇ ચિંતામાં કે વિચારમાં લાંબી મુદત નિમગ્ન રહીશું, તો તેથી મગજ બગડશે, ને કાળજું તેમજ રક્તવાહિની (જેમાંથી લોહી વહે છે તે) નસોમાં પણ વિકાર દાખલ થશે. સારાંશ કે આવી રીતે આપણે જો અયોગ્ય રીતે ચાલ્યા તો શરીરમાં રોગ પેસશે ને તેની અંદરનાં કામ બરાબર

ચાલવાનાં નહીં. આવા રોગનું દારૂણ પરિણામ મરણ છે. તાત્પર્ય એટલું કે આપણે આપણું શરીર નિરોગી રાખવા માટે અહર્નિશ યોગ્ય કાળજી રાખવી જોઇએ, એટલે કે એ સંબંધી કંઇક ખાસ નિયમો કરીને તે પાળવા જોઇએ. આપણા આવશ્યક કર્તવ્ય કર્મોમાંનું આ પણ એક કર્તવ્ય કર્મજ છે.

મનુષ્યે પોતાના આરોગ્યરક્ષણ માટે જે નિયમો પાળવા જોઇએ, તેઓમાંના મુખ્ય મુખ્ય નીચે આપ્યા છે:—

૧. પોતાની રહેવાની જગ્યા કોરી તથા સ્વચ્છ હોવી જોઇએ, અને તેમાં વારંવાર ચોખ્ખી અને તાજી હવા આવજા કરે તેવી ગોઠવણ હોવી જોઇએ.

૨. દરરોજ આખું શરીર ધોઇને સ્વચ્છ રાખવું જોઇએ.

૩. જે અન્ન ખાતા હોઇએ તેનો ઓછામાં ઓછો ચોથો ભાગ પણ તેલી અને પૌષ્ટિક હોવો જોઇએ; તથા ખાવાના પદાર્થો નિરંતર એકના એક ન રાખતાં વચમાં વચમાં તેને બદલે બીજું ખાવાનું રાખવું જોઇએ.

૪. મિતાહાર રાખવો–ભૂખ હોય તેટલુંજ ખાવું; વધારે કદી ખાવું નહીં.

૫. કોઇપણ જાતના માદક પદાર્થોનું સેવન કરવું નહીં.

૬. દરરોજ નિદાન બે કલાક પણ ખુલ્લી અને સ્વચ્છ હવામાં વ્યાયામ કરવો.

૭. દરરોજ આઠ કિંવા દશ કલાક માનસિક કિંવા શારીરિક શ્રમ જેમાં થાય તેવું કંઇપણ કામ કરવું.

૮. દરરોજ નિદાન ૭ કલાક ઊંઘ લેવી.

૯. દુર્દૈવને લીધે કદાચ કોઇ પ્રકારનું સંકટ આવી પડયું તો તેના નિવારણને માટે જરૂરના ઉપાયો કરવા, પણ તેને

માટે વ્યર્થ ચિંતા કર્યા કરવી નહીં, તથા જેમ બને તેમ નિરંતર શાંત ને આનંદી વૃત્તિ રાખવી.

આ મોટા નવ નિયમો ઉપરાંત જેની તેની શરીર-પ્રકૃતિને અનુસરીને તેમજ અનુભવને આધારે બીજા પણ કેટલાક નિયમો કરી શકાશે. આ નિયમો પ્રમાણે જો સર્વ લોક વર્તે, તો પૃથ્વિપર રોગ નામે રહે નહીં, ને તેમ થતાં મનુષ્યને જે ઊંચા પ્રકારનું સુખ પ્રાપ્ત થાય તેની કલ્પના કરવી અશક્ય છે! આના સંબંધની હવે બે ત્રણ વાર્તાઓ નીચે આપવામાં આવે છે.

---

## ભેજવાળી જગ્યામાં રહેઠાણ.

કોઇએક તાલુકાના ગામમાં રામભાઇ નામનો એક કારકુન રહેતો હતો. તેણે જે ઠેકાણે રહેઠાણ રાખ્યું હતું, તે જગ્યામાં ભેજ અતિશય હતો, તેથી તેના ઘરમાંનાં ઘણાંક માણસો નિરંતર આજારીજ રહેતાં હતાં. કોઇને તાવ તો કોઇને સલે-ખમ, કોઇને ઉધરસ તો કોઇનું માથું દુખવું, એવું કંઇ ને કંઇ દુ:ખ તેના કુટુંબમાં માલમ પડ્યા કરતું. એક દિવસ તેને ઘેર તેનો સાળો શિવાભાઇ તેને મળવા આવ્યો. શિવાભાઇ શહેરનો રહીશ હતો એટલે શરીર આરોગ્ય રાખવાને શું કરવું જોઇએ એ સારી રીતે જાણતો હતો. ઘેર પરોણાને આવ્યો જોઈ રિવાજ પ્રમાણે તેનો આદરસત્કાર કરીને પરસ્પર કુશળતાની ખબર પૂછવા માંડતાંજ રામભાઇએ કહ્યું, "શું કરીએ સાહેબ, અહીં બદલી થઇ ત્યારથી મને તો સાડાસાતીજ બેઠી છે. ઘરમાં કોઇપણ વખત કોઇ માંદું પડેલું ન હોય એવું કદીજ બન્યું નથી. અહીં આવ્યા પછી વૈદ્યનો પગ ઘરમાંથી નીકળ્યો

નથી. કોણ જાણે આ સાડાસાતી ક્યારે પૂરી થશે ને હું ક્યારે સુખી થઇશ !"

આ સાંભળી શિવાભાઇએ ઉત્તર આપ્યો, "રામભાઇ, તમારા આ ઘરની બાંધણી ને જગ્યા જોતાં મને લાગે છે કે, તમને સાડાસાતી કંઇ વળગી નથી, પણ તમારો અવિચાર એજ ખરેખરી સાડાસાતી તમારી પછવાડે લાગેલી છે ! જુઓ, તમારા ઘરની પાસે થઇને આ મોટો વેહેળો વહ્યો જાય છે, ને નજીકમાંજ બે મોટા બાગ આવેલા છે; વળી ઘર આવી સાંકડીને ઉંડાણવાળી જગ્યામાં હોવાથી તેમાં ભેજ પણ કેટલો બધો છે; આવી ઉત્તમ જગ્યામાં તમે રહેશો ત્યાં સુધી તમારી સાડાસાતી કદીપણ પૂરી થનાર નથી !"

રામભાઇ બોલ્યો, "ત્યારે શું આ જગ્યા છોડી દઇએ તો આ ત્રાસ દૂર થાય એમ તમે કહો છો ? એમજ હોય તો કાલે રવિવાર છે, સવારના પહોરમાંજ હું બીજે કેકાણે ઘર રાખી જમવા સુદ્ધાં અહીં રહીશ નહીં. પણ આજ સુધીના અનુભવ ઉપરથી તમને ખાતરીથી કહું છું કે, આ ત્રાસમાંથી અમે કદી છુટવાનાં નથી; કેમકે હું હમેશનોજ ભાગ્યહીન છું. જ્યાં જાઉં છું ત્યાં મારૂં દુર્દૈવ ખાઇ પીને મારી પછવાડે લાગેલુંજ રહે છે !"

શિવાભાઇ બોલ્યા, "દુર્દૈવ અને સુદૈવ એ ઘણે ભાગે અવિચાર અને વિચારનાં ફળો છે. આપણે વિચારથી અને ઇશ્વરે કીધેલા નિયમો પ્રમાણે વર્તીએ નહીં તો આપણાપર સંકટો આવ્યા વિના કેમ રહે ? આપણું આરોગ્ય સાચવવા સારૂ જે કંઇ નિયમો ઇશ્વરે કરેલા છે, તેમાંના કોઇપણ નિયમ પ્રમાણે તમે ચાલતા નથી, તેથી કરીનેજ તમારે વિપત્તિ ભોગવવી પડશે !"

છેવટે પોતાના સાળાની સલાહ માનીને રામભાઇએ પોતાનું રહેઠાણ ત્યાંથી બદલીને કોરી તથા હવાવાળી જગ્યા પસંદ

કરી ત્યાં રહેવા માંડયું. આનો ચમત્કાર તુરતજ જણાયો, કેમકે તે દિવસથી તેના ઘરમાંનો મંદવાડ તદન જતો રહ્યો અને તેના કુટુંબનાં સર્વ માણસો સુખમાં દહાડા કાઢવા લાગ્યાં !

## વ્યાયામની આવશ્યકતા.

એક અંગ્રેજ ડાકટર પાસે મંદાગ્નિ ઉપર અવશ્ય ગુણ કરે એવું કંઇ ઔષધ છે એવી લોકોમાં વાત ચાલતી હતી. પણ વાસ્તવિક જોતાં તે ડાકટર પોતાની પાસે આવનારાં રોગીઓને ખાવા પીવામાં નિયમિતપણું રાખવાની અને વ્યાયામ કરવાની ભલામણ કરતો હતો. તેની પ્રસિદ્ધિનું કારણ મુખ્યત્વે કરીને આજ હતું. એક વખત પાંત્રીશ ચાળીશ વર્ષનો મોટી ફુંદવાળો એક મનુષ્ય તેની પાસે આવ્યો, ને પોતાને ભૂખ બિલકુલ લાગતી નથી એ ઉપર કંઈક ઔષધ આપો એમ તેને કહેવા લાગ્યો. પૂછપરછ કરતાં ડાકટરને માલમ પડી આવ્યું કે, એ રાજેશ્રી પૈસાવાળા હોવાથી એમનો સર્વ કારભાર ગાડીમાં બેસીને ચાલે છે; વળી એમના ઇચ્છામાં આવે તે જણસ મેળવવાને કશી અડચણ ન હોવાને લીધે તે ખાય છે સારી પેઠે, પણ તેને પચાવવાનો કાંઇજ ઉપાય કરતા નથી ! પછી ડાકટરે તે ગૃહસ્થને પૂછયું કે, " તમે મારી સાથે ગાડીમાં બેસીને શેહેર બહાર જરા ફરવા સારૂ આવશો ?" તેણે હા કહી, ને તે તથા ડાકટર બંને ગાડીમાં બેસીને સુમારે પાંચ માઇલ દૂર ખુલ્લા મેદાનમાં ચાલ્યા ગયા. પછી ડાકટરે જાણી જોઇને પોતાના હાથમાંથી ચાબુક નીચે પડી જવા દીધી, ને પેલા રોગી ગૃહસ્થને તે નીચે ઉતરીને લાવવા માટે વિનંતિ કરી. પણ તે ગૃહસ્થે નીચે ઉતરીને ડાકટરના હાથમાં ચાબુક આપી કે તુરતજ ડાકટરે

સાહેબ મેહેરબાન કહીને ગાડી દોડાવી મૂકી; ને જતાં જતાં તેને હસીને કહ્યું કે, "હવે તમે અહીંથી ચાલીને ઘેર સુધી આવશો એટલે તમને સારી ભૂખ લાગશે હોં !" અને ખરેખરજ તેમ થયું ! પછી તે ગૃહસ્થ દરરોજ સડક ઉપર ત્રણ ચાર કલાક વ્યાયામ કરવા લાગ્યો, ને ભૂખ ન લાગવાની ફરિયાદ તદન બંધ પડી ગઇ.

ઉપરનાજ જેવા એક મેદ વધેલા મનુષ્યે બીજા એક ડાકટર પાસે ભૂખ લાગવા માટે ઔષધ માગ્યું હતું. આ ડાકટર બહુ હોંશિયાર પણ જરાક ગમતી હતો. તેણે પેલા ગૃહસ્થને સલાહ આપી કે, "અરે શેઠ, તમારે તો ઔષધની બિલકુલ જરૂર નથી. તમે દરરોજ માત્ર ચાર આનામાંજ તમારૂં ગુજરાન કરતા જાઓ, ને તે ચાર આના પણ જાતે મેહેનત કરી પરસેવો ઉતારી મેળવતા જાઓ એટલે બસ !"

## રોગની બેદરકારી કરવાથી થતાં ભયંકર પરિણામ.

મુંબઇમાં કોઇએક મોટો વેપારી મરણ પામવાથી તેના વેપારનું સર્વ કામ તેના પચીશેક વર્ષની ઉમરના છોકરાના માથા ઉપર આવી પડયું. આ છોકરો ઘણો હોંશિયાર અને મેહેનતુ હતો. તેને આષાઢ માસમાં એક દિવસ તાવ આવ્યો હતો, છતાં તેજ દિવસે કંઈ કામને માટે તેને માહીમ જવાની જરૂર પડી. એ દિવસે જો તે ગયો ન હોત, ને તેણે કંઇક ઔષધ લીધું હોત તો સઘળું ઠીકજ થાત. પણ કામ અતિશય જરૂરનું હતું તેથી, તેમજ વળી તે જુવાનીના મદમાં હોવાથી, ગયા તો શું થનાર છે એમ ધારીને, તે માહીમ ચાલ્યો ગયો. પણ રાત્રે

પાછો આવ્યો ત્યારે તેને ઘણોજ તાવ ભરાઇ આવ્યો; તેમ છતાં તે બહુ સખ્ત હૈયાનો માણસ હોવાથી તેણે તે તરફ લક્ષ આપ્યું નહીં, ને રાત્રે કામકાજના કાગળો લખવા સારૂ ઘણી વાર સુધી જાગતો બેઠો. આથી તાવે તેનો પીછો છોડ્યો નહીં, તોપણ કેટલાક દિવસ સુધી તેણે પોતાનો વ્યવહાર એજ પ્રમાણે ચાલુ રાખ્યો, ને વચગાળે વચગાળે કામકાજ પડે તો બહાર ગામ જવાનું પણ તેણે છોડી દીધું નહીં. આવાં કારણોને લીધે તેનો તાવ પાકો થયો એટલુંજ નહીં, પણ તે ઉપરાંત તેને ઉધરસ પણ થઇ; આ અરસામાંજ તે એક દિવસ બંદર ઉપર પોતાનો કંઇ ભારે કિમ્મતનો માલ આવ્યો હતો તે લેવા સારૂ જાતે ગયો. આ દિવસથી તો તેની પ્રકૃતિ ઘણીજ બગડી, છતાં પણ ખેંચાઈ ખેંચાઇને કામ કરવાનું તેણે જારી રાખ્યું. છેવટે એક દિવસ તેની વખારમાં એક ડાકટર કંઇ કામ સારૂ આવ્યો હતો, તેણે તેની સ્થિતિ જોઇને તેને કહ્યું, "શેઠ સાહેબ, તમે આવી સ્થિતિમાં પવનમાં ફરો છો એ બિલકુલ સારૂં નથી. એમ કરવાથી તમે તમારા પોતાના જીવને જોખમમાં નાંખો છો. તમે હમણાં ને હમણાં ઘેર જાઓ, ને કેટલાક દિવસ બહાર ન નિકળતાં કાળજીપૂર્વક ઔષધ કરો, નહીંતર તમારૂં આયુષ્ય મને લાંબું લાગતું નથી."

આખરે એ તરૂણ વેપારીએ ઘણી નાખુશીથી ડાકટરના કહેવા પ્રમાણે કર્યું. પણ પાણી વહી ગયા પછી પાળ બાંધવા જેવી વાત થઇ. તેણે ઘણાક નામાંકિત વૈદ્યો, ડાકટરો વગેરેનું ઔષધ કર્યું, પણ કાંઇ ટીકી લાગી નહીં. તેના ફેફ્સામાં ભયંકર વિકાર થયો હતો, ને તેજ પછી અસાધ્ય થઇ પડવાથી સુમારે એક મહિનામાં તે મરણ પામ્યો. અરે ! આમ થવાથી તેના કુટુંબની કેવી અવદશા થઇ !

ખરેખર રોગ સોય જેવડો હોય ત્યારથીજ તેને નાબુદ કરવાનો ઉપાય કરીએ તો ઠીક, નહીંતર તે જલદીથીજ કુવાડી જેવડો થઇને પ્રાણઘાત કર્યા વિના રહેતો નથી!

આરોગ્યતાના મહિમા સંબંધી વધું શું કહેવું? કોઇ એક મહા વિદ્વાન્ ગ્રંથકાર કહે છે, "હે આરોગ્યદેવી! જગત્‌ની સર્વ સંપત્તિ કરતાં તારૂં મૂલ્ય અધિક છે! બાઇ, તારા યોગથી મનુષ્યનું મન સુશિક્ષિત થાય છે, તે વિદ્યા સંપાદન કરીને કીર્તિ અને ઐશ્વર્ય મેળવે છે, તથા વૃદ્ધાવસ્થામાં ઘણાજ ઊંચા પ્રકારનું સુખ પ્રાપ્ત કરે છે. ટુંકામાં જેનાપર તારી કૃપા થઇ તેને જગત્‌માં કોઇ વાતનો ટોટો નથી; પણ જેનાપર તારી અવકૃપા હોય તેનો જન્મ આ જગતમાં નિરર્થક છે. તારો મહિમા આટલો મોટો છતાં પણ તારૂં સૌજન્ય કેટલું બધું છે કે, તારી કૃપા કિંવા અવકૃપા સંપાદન કરવી એ કામ તેં જેનું તેનેજ સોંપેલું છે."

---

## ઉદ્યોગ અને મિતવ્યય.

જગત્કર્ત્તાએ મનુષ્યના પોષણ માટે અને સુખ માટે પૃથ્વીપર અનેક વસ્તુઓ ઉત્પન્ન થવાની યોજના કરી છે. પણ તેમાંની ઘણીક વસ્તુઓ મનુષ્યને આયતીજ મળી આવે છે એમ નથી. તે મેળવવા માટે તેણે શ્રમ કરવો જોઇએ છે. દાખલા તરીકે ધાન્ય લો. તેને પેરવું પડે છે, ને પછી તે ઉગીને મોટું થયા બાદ કાપી, લણીને છેક ઘેર લાવવા સુધીમાં તેનાપર ઘણી જાતની મેહેનત કરવી પડે છે. ધાતુ ખાણુમાંથી ખોદી કાઢવી પડે છે, ને પછી તેની પાછળ પુષ્કળ મેહેનત કરવામાં આવે છે ત્યારે તેનાં વાસણો વગેરે તૈયાર થાય છે. સણુ, ઊન, રૂ, ઇત્યાદિનું પણ એમજ છે—એટલે કે તેઓનાં

વસ્ત્રો બનાવતાં સુધીમાં વચગાળે ઘણાક પ્રકારની ખટપટો કરવી પડે છે. એજ પ્રમાણે બીજા સર્વ પદાર્થોનું પણ છે. આવા પ્રકારની મેહેનતને યોગેજ પ્રત્યેક વ્યક્તિની અથવા દેશની સંપત્તિ ઉત્પન્ન થાય છે.

આ નિયમને અનુસરીને કહીએ તો પ્રત્યેક મનુષ્યે પોતાને અન્નવસ્ત્ર કિંવા બીજું જે કંઇ જોઇએ તેને સારૂ પોતાને ભાગે આવતી મેહેનત કરવી એ વાજબી છે. જે લોક ઉદ્યોગી હોય છે તેઓની સ્થિતિ સર્વ પ્રકારે બહુ સારી હોય છે. તેઓ પોતાનાં ઢોરઢાંખરની બહુ સારી સંભાળ રાખે છે, તેને લીધે દૂઝણાં વગેરેનો તેમને સારો લાભ મળે છે. તેમજ ખેતરમાં મેહેનત મજુરી કરીને તેમાંથી પણ તેઓ સારી પેદાશ કરે છે. જમીન માર્ગે અને જળ માર્ગે પરદેશ સાથે વેપાર ચલાવીને પોતાનો માલ વેચી તેઓ લાભ મેળવે છે; ને બીજી જગ્યાઓનો માલ પોતાના દેશમાં લાવીને તેનાપર પણ નફો મેળવે છે. હવે એનાથી ઉલટી નિરુદ્યોગી જંગલી લોકોની સ્થિતિ જુઓ, અમેરિકાના ઇંડિયન લોક, આફ્રિકાના સર્વ જંગલી લોક, અને આસ્ટ્રેલિયા વગેરે બેટોમાં મૂળથી વસનારા લોક, એઓને ઉદ્યોગ કેવો હોય તેની મુદ્દલ ખબર નથી. તેઓ કેવળ કંદમૂળ અને શિકારવડેજ નિર્વાહ ચલાવે છે. લુગડાંલત્તાંની તો ઘણું કરીને તેઓને મુદ્દલજ ખબર નથી. ચોમાસામાં અથવા કકડતી ટાઢમાં તેઓને ખોરાક મેળવવાની ઘણીક વાર મોટી મુસીબત પડે છે, ત્યારે તેવા સમયમાં તેઓમાંના ઘણાકને ભૂખમરાના ભોગ થવું પડે છે! સારાંશ કે સુધરેલા ઉદ્યોગી લોકોની અને ઉપર કહેલા લોકોની સ્થિતિમાં જમીન આસમાનનું અંતર છે! ઉપર કહેલા જંગલી લોકોના દેશમાં પ્રત્યેક ચોરસ માઇલ જેટલી જમીનપર એક મનુષ્યનું પેટ ભરવું પણ ભારી થઇ પડે છે. પણ

સુધરેલા દેશમાંના લોકની સ્થિતિ જોતાં એમ જણાઇ આવે છે કે, ત્યાં પ્રત્યેક ચોરસ માઇલ જમીનપર સોથી ત્રણુસો લોકોનો નિર્વાહ સારી રીતે થઇ શકે છે.

ઉપર દેશોની વાત કહી, તે મનુષ્ય માત્રને પણ લાગુ પડે છે. જે કોઇ ઉદ્યોગ કરતું નથી, તેને ઘેર દારિદ્રનો વાસ છે, પણ જે ઉદ્યોગ કરે છે, તેને ઘણું કરીને કશાની ખોટ રહેતી નથી. ઇશ્વરે ઘણું કરીને સર્વ વસ્તુ ઉદ્યોગથીજ મળે એવી યોજના કરીને, તે ઉદ્યોગ પણ મનુષ્યને સુખ આપે એવું કર્યું છે. કાંઇપણ શારીરિક અને માનસિક શ્રમ કીધા વગર આપણું શરીર આરોગ્ય રહેશે નહીં, ને આપણને ચેન પડશે નહીં, જેઓ ગર્ભશ્રીમંત હોય છે તેમને નિર્વાહ માટે શ્રમ કરવાનું કારણ નથી એ ખરૂં, પણ જો તેઓ કશું કામ ન કરતાં મજેથી ખાઇ પીને માત્ર ગાદી તકીયા ફાડયા કરતા હોય, તો તેમને કદી સુખ થવાનું નહીં. તેઓની પાસે પૈસા સારા હોવા છતાં તેનો કશો ઉપયોગ થવાનો નહીં; કારણકે ખાધેલું અન્ન પચવા જેટલો પણ શ્રમ થવો જોઇએ કે નહીં ? શ્રમ ન કરવાથી તેમના શરીરમાં મેદ વધે છે, ને તે એટલું ભારે થાયછે કે પોતાનું શરીર તેઓ પોતે ઉપાડી શકતા નથી. આવાં સેંકડો ઉદાહરણો આપણે પ્રત્યક્ષ જોઇએ છીયે.

ઉદ્યોગ કરવાની ટેવ રાખવાને લીધે મનુષ્ય સ્વાવલંબીને થાય છે, એટલે બનતાં સુધી તેને બીજા ઉપર આધાર રાખવો પડતો નથી; અને બીજાપર અવલંબીને ન રહેવાથી પોતનાજ શ્રમથી તે ઉદય પામે છે, અને લોકો બીજાઓ કરતાં તેનું મહત્વ વધારે ગણે છે.

પણ ઉદ્યોગ કરવો તે પણ વિચાર કરીને જેમ સવળ પડે તેમ યુક્તિપૂર્વક, અને બને તેટલોજ કરવો જોઇએ. આપણી

શકિત ઉપરાંત જો આપણે મેહેનત કરીશું, તો જલદીથીજ શરીરને ઈજા પહોચશે, અને તેથી નબળાં પરિણામ આવશે. સાધારણ રીતે શરીરને કિંવા મનને ત્રાસ ન થતાં આરોગ્ય જળવાય તેને માટે દરરોજ આઠથી દશ કલાક મનુષ્યે ઉદ્યોગ કરતા જવો એવું અનુભવી લોકોનું કહેવું છે.

પરંતુ આપણે જોઇએ તેટલો ઉદ્યોગ કરીને પણ જો ખરચનું પ્રમાણ બરાબર ન રાખીએ તો તે ઉદ્યોગનો વધારે ઉપયોગ થવાનો નહીં. તેમાં વળી આવક કરતાં ખરચ વધારે થતો હોય, ત્યારે તો તે ફજેતીની કશી સીમાજ નહીં! એવી અવ્યવસ્થાથી માથાપર કરજનો બોજો આવી પડે છે; અને છેવટે કુતરાથી પણ ખરાબ હાલ થાય છે. એટલા માટે ખરચ હમેશાં માફકસર રહે એવી આપણે તજવીજ રાખવી જોઇએ; ને પેદાશમાંથી કંઇ પણ બચાવવાનો યત્ન કરવો જોઇએ; કેમકે મનુષ્યથી આખો જન્મારો ઉદ્યોગ થશે એ અસંભવિત છે; માટે અડચણના વખત સારૂ કંઇપણ તજવીજ કરી રાખવી અવશ્ય છે. એમ નજ બની શકે તો છેવટે પેદાશ કરતાં ખરચ વધારે ન થાય એ બાબતમાં તો સૌએ સાવધ રહેવું જોઇએ.

## કેસિનની કથા.

આજકાલ યુરોપખંડ એ ઉદ્યોનું અને સુધારાનું ઘર થઇ પડેલું છે; પરંતુ પૂર્વે ત્યાંના પુષ્કળ લોકો આળસુ અને જંગલી સરખા હતા, ને તેઓમાં અનેક પ્રકારની ઘેલાઇ ભરેલી સમજણો હતી. ઇટાલી દેશમાંના એક પ્રાંતની આવા પ્રકારની સ્થિતિ છતાં ત્યાં કેસિન નામનો કોઇ એક મહા ઉદ્યોગી પુરુષ નિવડયો. તેણે પોતાના ઉદ્યોગના બળથી પોતાનાં

ખેતર પાધર એટલી ઉત્તમ સ્થિતિમાં આણ્યાં, કે બીજાઓને તે માટે અતિશય આશ્ચર્ય લાગવા માંડયું, ને તે બિચારાઓને દરિદ્રતાનું તાળું ઉધાડવાની કુંચી ઉદ્યોગ છે એવી મુદ્દલજ ખબર ન હોવાથી, 'ક્રેસિન જાદુના ટુચકાઓવડે પોતાનાં ખેતરોમાં વધારે પાક નિપજાવે છે,' એવો તેમણે તેનાપર આરોપ મૂકીને ન્યાયધીશ આગળ ફરિયાદ કરી.

ન્યાયાધીશે ફરિયાદ સાંભળી લઇને, 'આના સંબંધમાં તારે શું કહેવું છે?' એવું ક્રેસિનને પૂછ્યું. ત્યારે ક્રેસિન પોતાની એક મજબુત બાંધાની દીકરી, પોતાનાં ખેતીનાં ઓજારો, તથા બળદો વગેરેને કચેરી આગળ લાવીને બોલ્યો, "સાહેબ, હું અતિશય મેહેનત કરીને મારાં ખેતર ખેડું છું તથા તેમાં ખાતર નાખું છું; આ મારી દીકરી તેમાં ઉગેલા અનાજને નીદવાની તથા પાણી વગેરે પાવાની સારી વ્યવસ્થા રાખે છે. તેમજ આ મારાં ઓ-જારો જુઓ; તેમાંનું એકે ભાંગેલું કે તૂટેલું નથી પણ તે સઘળાં મજબુત અને સેહેલાઇથી કામ કરી શકાય એવાં છે. એજ પ્રમાણે આ મારા બળદ જુઓ: એમનાં ખોરાક પાણી વગેરેને માટે હું ઘણી સંભાળ રાખું છું, તેને લીધે તેઓ એવા હૃષ્ટપુષ્ટ અને બળવાન થયેલા છે, કે આ દેશમાં તેમની બરોબરી કરનારા બીજા બળદ કોઇ પણ જગ્યાએ મળી શકે તેમ નથી. મારાં ખેતરોમાં પાક વધારે નિપજાવવાને હું જાદુનો ઉપયોગ કરૂં છું એવું જે આળ મારાપર આવેલું છે, તે સર્વ જાદુ એમાં છે! મારાપર ફરિયાદ કરનારાઓએ જોઇએ તો આ વાતનો ઉપયોગ કરી જોવો, એટલે તેમને પણ હું કહું છું તે ખરૂં છે એમ થોડી મુદતમાં જણાઇ આવશે!"

આવા તે ઉદ્યોગી ખેડુતનો પ્રત્યક્ષ ઉદાહરણ સહિત જવાબ સાંભળી ન્યાયાધીશ આનંદ પામી બોલ્યો, "આજ

પર્યંત ઘણાક આરોપીઓ મારી આગળ આવી ગયા, પણ પોતાપર આવેલા આરોપમાંથી મુક્ત થવાને આટલો સબળ પુરાવો કોઇએ પણ આપેલો મને યાદ નથી!" એમ કહીને ક્રેસિનના ઉદ્યોગ માટે તેનાં ઘણાંજ વખાણ કરીને તેને ઘેર જવાની રજા આપી, અને ફરિયાદ કરનારાઓને તેનો દાખલો લેવા ઘણો બોધ આપ્યો.

---

## સર રોબર્ટ ઇન્સ.

સ્કાટ્લાંડ દેશમાં સર રોબર્ટ ઇન્સ નામનો એક સરદાર થઇ ગયો છે. તે કેવળ નાની ઉમરનો એટલે ઓગણીશ વર્ષનો હતો તે વખતે તેના ઉપર અનેક સંકટ આવવાથી તે મોટી વિપત્તિમાં આવી પડયો. આવી દુર્દશામાં આવી પડેલા ઘણાક લોકો, પોતાના ઇષ્ટ મિત્રોપર અથવા સરકારપર બોજો નાખીને તેમના આશ્રયમાં રહી દિવસ ગુજારે છે. પરંતુ આ મોટા ગૃહસ્થે તેમ ન કરતાં ખુદ પોતાનાજ શ્રમથી પોતાનો નિર્વાહ ચલાવવાનો નિશ્ચય કર્યો. તેને ઉદ્યોગધધા સંબંધી કશું પણ કામ આવડતું નહોતું, તેથી મારે સિપાઇગીરી કરવી એજ ઠીક છે. એમ ધારીને તેણે એક પલટણમાં પોતાનું નામ નોંધાવ્યું.

એક દિવસ તે છાવણી આગળ પેહેરો ભરતો હતો, તેવામાં કોઇ એક ગૃહસ્થ કે, જે તેને ઓળખતો હતો, તે કંઇ સેહેજ કામ સારૂ એ પલટણના કર્નલ પાસે આવ્યો. કર્નલ તે વેળા બીજા કોઇ સાથે વાતચિત કરતો હતો તેથી તે આવનાર ગૃહસ્થ આ પેહેરો ભરનારા આગળ ઉભો અને તેની સાથે વાતો કરતાં તેને માલમ પડી આવ્યું કે આ પેહેરેગીર તે કોઇ બીજો મનુષ્ય નહીં, પણ સર રોબર્ટ ઇન્સ પોતેજ છે!

પછી તે ગૃહસ્થ કર્નલ પાસે ગયો, ને પોતાના કામકાજ સંબંધી વાત થઇ રહ્યા બાદ તેને કહેવા લાગ્યો કે, "કર્નલ સાહેબ, આજે તો કેટલાક રાજાઓ કરતાં પણ તમારૂં ભાગ્ય બહુ મોટું સમજવું જોઇએ; કારણ આવી મોટી પદવીનો ગૃહસ્થ તમારે ત્યાં પેહેરો ભરવાનું કામ કરે છે." એ સાંભળી કર્નલ બહુ વિસ્મય પામ્યો; તુરતજ તેણે સર રોબર્ટના પહેરા-પર બીજા સિપાઇને મોકલી તેને પોતાની પાસે બોલાવ્યો. તે આવ્યો ત્યારે કર્નલ બોલ્યો, "અહા! તમેજ સર રોબર્ટ ઇન્સ કે શું? ને એમ હોય તો તમે આવી હલકી નોકરી કેમ કબૂલ કરી વારૂ?" સર રોબર્ટે ઉત્તર આપ્યો, "હા, આપ કહો છો તેજ હું છું. મારી પાસે દ્રવ્યમાં એક પૈ પણ ન રહી, ત્યારે મેં મનમાં એવો વિચાર કર્યો કે બીજાનું ઉચ્છિષ્ટ અન્ન ખાવા કરતાં આપણી પદવી વગેરે એ દિવસ વિસરી જઇને પોતાનાજ જાતિબળથી નિર્વાહ ચલાવવો એ ઘણું સારૂં છે; ને એટલા માટે મેં આ નોકરી સ્વીકારી છે."

આ તેનું બોલવું સાંભળીને કર્નલ બહુ ખુશી થયો; ને આવી ધૈર્યની વર્તણુકવાળો મનુષ્ય તે કંઇ સામાન્ય નજ હોવો જોઇએ, એવી તેને ખાતરી થઇ. પછી તેણે ખુશી થઇને તે દિવસે તેને છૂટી આપી, ને પોતાની સાથે જમવા સારૂ બો-લાવ્યો. એ ઉપરાંત વળી પોતાના પોશાકમાંથી એક પોશાક પણ તેને આપવા લાગ્યો; પરંતુ સર રોબર્ટે કહ્યું કે, "હમણાં તો મારે પોશાકની જરૂર નથી; કારણ મેં સિપાઇની ચાકરી માટે નામ નોંધાવ્યું તે વેળાનાં મારાં કેટલાંક કપડાં હજુ સિલક પડેલાં છે." સર રોબર્ટ આવી અને સઉની દાળરમ માન જાળવનારી વર્તણુકથી કર્નલ એટલો બધો રાજી થઈ ગયો કે તેણે જલદીથી તેને માટે ખટપટ કરીને એક મોટી

પ્રતિષ્ઠાવાળી જગ્યા તેને અપાવી. ત્યાર બાદ એ કર્નલની દીકરી અને સર રોબર્ટ એ બન્નેની પરસ્પર પ્રીતિ બંધાઈ; તેથી થોડાજ દિવસમાં કર્નલે તેઓનાં લગ્ન કીધાં. પછી પોતાના ઉત્તમ ગુણોને લીધે સર રોબર્ટ ટુંક મુદતમાં પોતાની પૂર્વની સ્થિતિ પ્રાપ્ત કરી શકયો, ને તે બંને સ્ત્રી-પુરુષનો સંસાર સુખરૂપ નિવડયો.

## "આજનું કામ કાલપર રાખતા નહીં."

ફ્રાન્સ દેશમાં બ્રિટની કરીને એક પ્રાંત છે. તેની પ્રાચીન રાજધાની રેનીસ શેહેર કાયદા કાનૂન તથા વકીલોને માટે બહુ પ્રખ્યાત છે. તે દેશના જૂદા જૂદા ઠેકાણાના લોક અનેક પ્રકારની માહિતી મેળવવા સારૂ અને સલાહ મસલત કરવા સારૂ એ શેહેરમાં આવે છે. બ્રિટની પ્રાંતમાનો એકાદ મનુષ્ય આ શેહેરમાં ગયો હોય ને ત્યાંના વકીલની સલાહ લીધી હોય નહીં, એવું કદીજ બન્યું નથી. આ ચાલ ઘણે ભાગે ગરીબ ખેડુત લોકોમાં આજે સેંકડો વર્ષોથી ચાલ્યો આવે છે.

એકવાર એવું બન્યું કે બર્નાર્ડ નામનો એક ખેડુત કંઇ કામ સારૂ રેનીસ શેહેરમાં આવ્યો હતો. તેણે એવો વિચાર કીધો કે આપણે અહીં થોડોક વખત રહેવું છે, તો તેટલા અવકાશમાં કોઇ સારા વકીલની સલાહ લેવી. ક્રૉય નામના વકીલનું નામ તેણે ઘણીક વાર સાંભળ્યું હતું, ને તેની ખ્યાતિ એવી હતી કે, એક વાર તેણે કજીયો હાથમાં લીધો તો તેમાં જય મેળવવાનોજ. આ વકીલ કયાં રહે છે વગેરે બાબતની તપાસ કરી ખેડુત તેને ઘેર ગયો. તેને ઘેર સલાહ પૂછનારાઓની ઘણીજ ગરદી હોવાને લીધે ખેડુતને કેટલોક વખત એમને એમ બેસી રહેવું પડયું. છેવટે તેનો વારો આવ્યો, ત્યારે વકીલે તેને પાસે બોલાવ્યો, ને નીચે પ્રમાણે તેમને વાતચિત થઇ:—

**ખેડુત**–વકીલ સાહેબ, આપનું નામ અને કીર્ત્તિ મેં બહુ સાંભળ્યાં છે. તેથી આજ બીજા કામ માટે અત્રે મારૂં આવવું થવાથી આપની સલાહ લેવાની તક જવા ન દેવી એવું મારા મનમાં આવ્યું છે.

**વકીલ**–મારા વિષે તમારા મનમાં પૂજ્યબુદ્ધિ છે એ માટે હું તમારો મોટો ઉપકાર માનું છું. તમારે કોઇનાપર ફરિયાદ કરવાની છે, નહીં વારૂ ?

**ખેડુત**–ફરિયાદ ! એ વાતનો તો મને બહુજ તિરસ્કાર છે. અમથો ગુસ્સાનો એક શબ્દ પણ હું કદી કોઇની સાથે બોલ્યો હોઉં એવું મને સાંભરતું નથી.

**વકીલ**–ત્યારે શું કંઇ માલમતાની વેંહેચણ સંબંધી ભાંજગડ છે ?

**ખેડુત**–મારા અને મારા કુટુંબમાંનાં બીજાં મનુષ્યોના મનમાં વેંહેચણ કરવાનો કદી વિચાર આવ્યો નથી. આ જગત્માં સર્વે એકજ ઇશ્વરનાં બાળકો હોવાથી અમારૂં અને સૌનું તેજ પોષણ કરે છે, એટલે પછી વેંહેચણના સંબંધમાં કશી તકરાર હોવાનું કારણ નથી.

**વકીલ**–ત્યારે પછી ખરીદી અગર વેચાણના સંબંધમાં કંઇ હશે ?

**ખેડુત**–મોજ શોખને માટે નાના પ્રકારના પદાર્થો વેચાતા લઈ શકું એવો હું પૈસાદાર નથી; તેમ ગુજરાણને માટે ઘરનો માલ વેચવો પડે એટલો હું કંગાલ પણ નથી.

**વકીલ**–(મોટા આશ્ચર્ય સાથે) ત્યારે પછી મારૂં તમને શું કામ પડયું છે તે જણાવશો ?

**ખેડુત**–વકીલ સાહેબ, મેં આપને આગળથીજ કહેલું છે કે, મારે આપની પાસેથી કંઇક સારી સલાહ જોઇએ છે; તો તે સંબંધે આપની જે ફી હોય તે કહો, હું તે આપવા તૈયાર છું, કારણ આવી સારી તક હું ગુમાવવા ઇચ્છતો નથી.

વકીલે તુરત કાગળ અને કલમ હાથમાં લઇ તે ખેડુતને તેનું નામ પૂછ્યું. ત્યારે છેવટે પોતાનો હેતુ વકીલના સમજવામાં આવ્યો એવું જાણીને હર્ષ પામી ખેડુતે ઉત્તર આપ્યો કે, "મારૂં નામ પિટર બર્નાર્ડ."

**વકીલ**–તમારી ઉમર ?

**ખેડુત**–ત્રીશ વર્ષ કે તેની લગભગ.

**વકીલ**–તમે શો ધંધો કરો છો ?

**ખેડુત**–મારો ધંધો ? હું ખેડુત છું.

વકીલે એ ચાર લીટી લખી, કાગળ બેવડો વાળીને તે તેના હાથમાં આપ્યો.

**ખેડુત**–આપ લખી રહ્યા ? વારૂ, ત્યારે આ મસલતની ફી શું છે ?

**વકીલ**–બે રૂપિયા.

બર્નાર્ડે તુરત પૈસા આપીને વકીલની ત્યાંથી રજા માગી, અને પોતાને મળેલી તકનો પોતે સારો ઉપયોગ કરી લીધો એવું તેના મનમાં આવવાથી તે બહુ ખુશી થયો. પછી પોતાને ઘેર પહોંચ્યો, તે વેળા સાંજના છેક ચાર વાગી ગયા હતા. ચાલવાના શ્રમથી તે બહુ થાકી ગયો હતો, તેથી તે દિવસે કશું કામ ન કરતાં આરામ લેવો એવો તેણે નિશ્ચય કર્યો.

ખેડુત ઘેર નહોતો તે અરસામાં ચાકર માણસોએ જે ઘાસ કાપી મૂકયું હતું, તે સારી પેઠે સૂકાયું હતું. માટે હવે તેને અંદર લાવી નાખવું છે કે કેમ એ તેને પૂછવા સારૂ એક ચાકર આવ્યો. તે ચાકરનું એવું પૂછવું સાંભળી બર્નાર્ડની સ્ત્રી બોલી, "શું ઘાસ અંદર નાખવું છે ? પણ અત્યારે તો સંધ્યાકાળ થઇ ગયો છે, તેથી એ કામ કાલે કરીએ તો વધારે સારૂં." ચાકર બોલ્યો, "કાલે કદાચિત્ વરસાદ આવશે તો ? હમણાં

ઉઘાડ છે, ને માણુસો પણુ નવરા પડયા છે." સ્ત્રી બોલી, "વરસાદનાં કંઇ ચિહ્ન દેખાતાં નથી, અને આ કામ પૂરૂં થતાં સુધીમાં તો બહુ અંધારૂં થઇ જશે; તેથી આજે તે એમને એમજ રહેવા દેવું મને ઠીક લાગે છે."

બર્નાર્ડ આ સઘળી વાતચિત સાંભળતો હતો, ને એના સંબંધમાં શું કરવું તેનો નિશ્ચય તેણે કર્યો નહોતો, એટલામાં વકીલની સલાહવાળો કાગળ પોતાના ગજવામાં છે એ તેને સાંભરી આવ્યું. પછી તે બોલ્યો, "જરા ધીરજ રાખો. એક શાણા મનુષ્યે મને સલાહ આપી છે, ને તેને માટે મેં બે રૂપિયા ખરચ કર્યા છે, તો તેના ઉપરથી આપણે આજે શું કરવું એ આપણુને તુરત સમજાઇ આવશે." પછી ગજવામાંથી કાગળ કાઢીને પોતાની સ્ત્રીને તેણે કહ્યું, "જો આમાં શું લખ્યું છે ? મારા કરતાં તું સારૂં વાંચી શકીશ !"

તેની ધણિયાણીએ તે કાગળ લીધો, ને ઉકેલીને તેણે વાંચ્યું કે "**આજનું કામ કાલપર રાખતા નહીં.**" બર્નાર્ડ મોટા હર્ષથી બોલ્યો, "ચાલો ત્યારે હવે, છોકરા, છોકરીઓ, ચાકર માણુસો, સર્વ જણુ બીડમાં ચાલો." તેની સ્ત્રીએ હજુ પણ કંઇક અડ કરવા માંડી, પરંતુ તેણે માત્ર એકજ ઉત્તર દીધો કે "બે રૂપિયા ખરચીને મેં જે સલાહ મેળવી છે, તે કંઇ કચરામાં નાખવા માટે નહીં. હું તો એ સલાહ પ્રમાણેજ કરીશ." એમ કહીને પોતે થાકી ગયો હતો તોપણુ સૌની આગળ થયો, ને ત્યાં જઇ ઉભો રહ્યો, ને સઘળું ઘાસ ઘરમાં ભરી દેતા સુધી ત્યાંથી ખસ્યો નહીં.

પછી રાત્રે તો એવું બન્યું કે અકસ્માત્ આકાશમાં વાદળાં ચઢી આવ્યાં ને થોડીક વારમાં બહુ જોરથી વરસાદ પડવા લાગ્યો. બીજે દિવસે સવારે ઉઠી જુએ છે તો નદીનાળામાં

મોટું પૂર આવીને જેમનું ઘાસ બહાર રહેલું હતું, તે સઘળું એ પૂરમાં તણાઇ ગયું હતું, ને તેથી તેમને ભારે નુકશાન થયું હતું. ફક્ત આ બર્નાર્ડને કશું નુકશાન થયું નહીં. આ જોઇને વકીલની તે સલાહને માટે તેને બહુ સતોષ થયો. પછી દરવર્ષે તે ખેડુત એ વકીલની મુલાકાતે જતો, ને કંઇ કંઇ સારા પદાર્થો પોતાની સાથે લઇ જઇને તેને ભેટ કરતો.

## બેન્જામિન ફ્રાંકિલન.

બેન્જામિન ફ્રાંકિલનના જેવા ઉદ્યોગી અને મિતવ્યયી મનુષ્યનું ઉદાહરણ ક્વચિતજ મળી આવશે. તે કેવળ પોતાના ઉદ્યોગના અને મિતવ્યયીપણાના બળથી છાપવાનાં બીબાં ગોઠવવાના સાધારણ ધંધામાંથી ચઢતાં ચઢતાં મોટો ધનાઢ્ય વેપારી થયો એટલુંજ નહીં, પણ મોટા મોટા રાજદરબારી લોકોની સાથે બેસવાની યોગ્યતા પામ્યો હતો. તેનું ચરિત્ર ખરેખર અનુકરણ કરવા યોગ્ય છે. માટે તેના સદ્ગુણનો દાખલો લઇ તે પ્રમાણે જો ચાલવામાં આવે તો બેશક પ્રત્યેક મનુષ્ય પોતાની સ્થિતિમાં જોઇએ તેટલો સુધારો કરી શકશે. તે જે કેટલાક લેખ લખી ગયો છે તેનું અધ્યયન ને મનન થાય તો અગણિત લાભ થવાનો સંભવ છે.

ફ્રાંકિલન કહે છે કે, ‘ તમારે જો સંપત્તિની ઇચ્છા હોય, તો તે પ્રાપ્ત કરવાના બે મોટા રાજમાર્ગ છે. એ માર્ગે જઇએ તો તે આપોઆપ આપણા પગ આગળ આવીને પડશે. એ બે માર્ગ તે ‘ઉદ્યોગ’ અને ‘મિતવ્યય’. એ બંનેનો છેડો પકડયો, તો પછી કોઇપણ વાતની ઓછપ રહેવાની નથી. પણ તે બેના વગર તો કશું પ્રાપ્ત કરવાની આશા રાખવી નહીં !” વળી તે કહે છે, “આજ ચાલે છે તે વખત સાધી

લો, એને ફોકટ ગુમાવી દેશો નહીં; કેમકે કાલે તમારા ઉદ્યો-ગમાં કેટલી અડચણો આવી પડશે, એનો ભરોસો નથી ! જે મનુષ્ય કોઇનો નોકર હોય, તે પોતાના ધણીને કામ ન કરતાં રસળતો દેખાય તો એ કેટલી શરમની વાત છે; તેજ પ્રમાણે જે કોઇનો નોકર ન હોય તેણે પોતે પોતાનો નોકર છે એમ સમજીને પોતાને રસળતા જોઈ શરમાવું ન જોઇએ શું ? એ-કાદ દેશની સરકારે જો એવો કાયદો કર્યો હોય કે સર્વ પ્રજાએ પોતાના વખતમાંથી એક દશાંશ વખત અમારી નોકરીમાં ગાળવો, તો તે વાત એ લોકોને અન્યાયની લાગશે; પણ આળ-સમાં લોકોનો કેટલો વખત જાય છે એનો વિચાર કરવામાં આવે તો ઉપરનો કાયદો લેશમાત્ર જુલમી છે એમ કહી શકાશે નહીં ! આળસ એ દરેક પ્રકારના દુઃખનું મૂળ છે, ને તેના યોગથી મનુષ્યનું આયુષ્ય કમી થાય છે એમાં સંશય નથી. જેમ લોઢું વપરાવાથી ખરાબ થાય છે તેના કરતાં પડી રહેવાને લીધે કટાવાથી વધારે ખરાબ થાય છે, તેમજ શ્રમ કરતાં આળસથીજ શરીર વધારે ક્ષીણ થાય છે. વખત ઘણોજ અમૂલ્ય છે, એ વાત તો સૌ કોઇ કબૂલ કરે છે. એમ છે ત્યારે તેને વ્યર્થ ગુમાવી દેવાના જેવું ઉડાઉપણું બીજું કયું હશે ? બીજી વસ્તુઓ માટે કદાચ ગમે તેમ ગણીએ, પણ વખત તો એવી વસ્તુ છે કે એકવાર હાથમાંથી ગઇ તે ગઇજ. આળસુ માણસને સઘળાં કામો કઠણ લાગે છે, પણ ઉદ્યોગી મનુષ્યને તે તદ્દન સહેલાં લાગે છે. આળસુનું પગલું એટલું બધું ધીમું ઉપડે છે કે તેને દારિદ્રય ઝટ લઇને પકડી પાડે છે !"

વળી ફ્રાંકલિન એમ પણ કહે છે કે, "મેહેનત વિના કોઇને પણ કશું મળતું નથી. જેને વેપાર છે, તેને તે માલમતાજ છે, ને જેને રોજગાર છે, તેને તે મિલકત અને સન્માન છે. પણ

મેહેનત કર્યા વગર વેપાર કે રોજગાર કંઈ ચાલવાનો નહીં; ને પછી આપણી માલમતા, મિલકત અને સન્માન એ પણ બિલકુલ પોતાની જગ્યાએ રહેવાનાં નહીં. કોઇ કહેશે કે, 'હું અશક્ત છું, તો મારાથી સારી પેઠે કામ કેમ કરીને થાય?' તો તેને હું એટલોજ ઉત્તર આપું છું કે, "ભાઈ, ધીમે ધીમે પણ તું કામની પછવાડે લાગ, એટલે તેના ઢગલા થઇ પડેલા તારી દૃષ્ટિએપડશે!' 'ત્યારે શું મનુષ્યે બિલકુલ વિશ્રાંતિ લેવી નહીં?' એમ જો કોઇ મને પૂછે તો તેને મારો એટલોજ ઉત્તર છે કે, 'ભાઇ! પોતાના વખતનો સારો ઉપયોગ કર એટલે વિશ્રાંતિ આપોઆપ મળશે!'

## કેટલાક મોટા મિતવ્યયી પુરૂષો.

જેમને પૈસાની બિલકુલ ખોટ નહોતી, ને જેમણે લાખો રૂપિયા ખરચી નાખ્યા હોત તોએ જેમને કોઇ મના કરનારૂં નહોતું, એવા કેટલાક મોટામોટા ધનવાન લોકો પણ ઘણી કરકસરથી ચાલતા હતા, એવાં ઉદાહરણો ઇતિહાસોમાંથી મળી આવે છે; તો પછી સામાન્ય લોકોએ એ વાત તરફ કેટલું બધું લક્ષ આપવું જોઇએ એ કહેવાની જરૂર નથી. મહાપરાક્રમી સિકંદર બાદશાહનો પોશાક તેના હાથ નીચેના કામદારોના પોશાકો કરતાં વધારે કિમ્મતનો નહોતો. રોમ શેહેરનો એક પ્રખ્યાત કૉન્સલ હતો, તેણે ચાર રૂપિયા કરતાં વધારે કિમ્મતનો ઝભ્ભો કદી પણ પહેર્યો નહોતો, અને તે વળી એમ કહેતો કે "જેની મારે જરૂર નથી એવો પદાર્થ ગમે તેટલો સોંઘો મળતો હોય તો પણ તે મોંઘોજ છે એવું હું સમજું છું, ને તે હું કદી પણ ખરીદવાનો નથી." તેમજ રોમનો પ્રખ્યાત બાદશાહ આગસ્ટસ સિઝર, તે વેળાએ જેટલી પૃથ્વી જણાયેલી

હતી, તેટલી બધીનો ધણી હતો, તોપણ તેનાં કપડાં ખુદ તેની સ્ત્રી અને દીકરી, એઓજ તૈયાર કરતાં હતાં, તેમ તેનું બિછાનું તો કેવળ એક સાધારણ મનુષ્યના બિછાના કરતાં કંઇપણ વધારે કિમ્મતનું નહોતું. તેજ પ્રમાણે આસ્ટ્રિયાની ગાદીનો મૂળ પુરૂષ રોડલ્ફ, અને તેનો વંશજ પાંચમો ચાર્લ્સ તથા ફ્રાન્સ દેશનો રાજા અગિયારમો લુઇ, એવા મોટા મોટા લોકોના પોશાક બહુજ સાદા હતા. આમ છતાં પણ તે સર્વ પુરૂષો જરૂરને પ્રસંગે ગમે તેટલો ખરચ કરવો પડતો તો તે કરવામાં પાછી પાની કરનારા હતા એમ સમજવું નહીં. તાત્પર્ય કે, માણસે હરકોઇ વખતે કરકસર કરીને કંજુસપણાનો દોષ માથે હોરી લેવો નહીં, પણ જે ખરચ કર્યા વિના ચાલે એવું હોય તે બને ત્યાં સુધી ન કરવો, એ વાત સૌએ બરોબર લક્ષમા રાખવી જોઇએ.

## પરોપકાર.

પ્રત્યેક મનુષ્યે પોતાને જે જે વસ્તુ જોઇએ, તેને માટે બીજાઓ ઉપરજ આધાર રાખીને રહેવું નહીં, એ ખરેખર વાજબી છે. તથાપિ ઇશ્વરે સર્વ મનુષ્યોનો પરસ્પર કંઇ એવો સંબંધ કરી મૂકેલો છે, કે તેઓએ એક બીજાના સુખની ઇચ્છા રાખવીજ જોઇએ, ને પ્રસંગે એક બીજાને મદદ પણ કર્યા કરવી જોઇએ.

માણુસ ગમે તેટલો સાવધપણેથી ચાલતો હોય તોપણ આ જગતમાં તેનાપર કેટલાંક એવાં સંકટો આવી પડવાનો સંભવ છે કે, તે ટાળી શકાશે એમ ખાત્રીપૂર્વક કોઇથી પણ કહી શકાશે નહીં. મનુષ્ય આજારી પડે છે, તેનાપર કાંઇ આફત આવે છે, તેણે કરેલાં કામ નિષ્ફળ જાય છે, દરિદ્ર અવસ્થા-

માં આવી પડે છે, ઇત્યાદિ અનેક સંકટો તેનાપર આવી પડવાનો સંભવ છે. એવે પ્રસંગે બીજાઓએ તેના પર આવેલું સંકટ દૂર કરવા સારૂ પોતપોતાની શકિત પ્રમાણે મદદ કરવી એ ઉચિત છે. એમ થવાથી તે સંકટમાં પડેલો મનુષ્ય તેમાંથી જલદી મુકત થાય છે, ને જેમણે તેને સહાય આપેલી હોય છે તેઓ પણ બહુ સંતોષ પામેછે, કેમકે પોતાના લીધે બીજાને સુખ મયેલું જોઇ મનુષ્યના અંતઃકરણની એવા પ્રકારની વૃત્તિ થાય એ સ્વભાવિક છે.

પરમેશ્વરે સર્વ મનુષ્યો સરખીજ સ્થિતિવાળા ઉત્પન્ન કર્યા છે એમ નથી. કોઇ શરીરે અને મને સબળ હોય છે, તો કોઇ દુર્બળ હોય છે; કોઇને હાથે ઘણુંકરીને ભૂલ થતીજ નથી, તો કોઇને હાથે વારંવાર થયા કરે છે, કોઇને પોતાના માતાપિતા પાસેથી વિદ્યા અને ધન પ્રાપ્ત થાય છે, તો કોઇને એ બેમાંથી એકજ મળે છે, ને કોઇને કશુંએ મળતું નથી. મનુષ્યોને માટે જે આ વાત કહી તેજ દેશોને પણ લાગુ પડે છે. જે દેશ સુધરેલો હોય છે, તેમાંના ઘણાક લોકો સુખી હોય છે, ને જે જંગલી સ્થિતિમાં હોય છે, તેમાંના ઘણાએક લોકોની દશા કુતરાં કરતાં પણ માઠી જોવામાં આવે છે. એટલા માટે આપણે સૌએ, એક બીજાના સુખ દુઃખનો વિચાર કરવો જોઇએ; એટલે કે જેઓ શક્તિમાન્ હોય તેમણે દુર્બળોને સહાય્ય કરવું, જે સદ્ગુણી હોય તેઓએ દુર્ગુણીઓને સુધારવા, શ્રીમંત હોય તેઓએ ગરીબોની સંભાળ લેવી, અને જેઓ સુધરેલા હોય તેમણે અજ્ઞાન અને અભણ જ્ઞાન મેળવે એવી તજવીજ કરવી એ ઉચિત છે.

પણ એ સર્વે વાતોમાં આપણે સારાસારનો વિચાર કરી ખબરદારી રાખવી જોઇએ. દાખલા તરીકે, આપણા મનમાં કંઇ

ધર્મદાન કરવાનું આવ્યું, પણ તેથી આળસને ઉત્તેજન મળે અથવા દુર્ગુણને મદદ થાય એવું હોય, તો તે ઠેકાણે ધર્મ ન કરવો એ સારૂં છે. તાત્પર્ય કે, આપણે જે કંઇ કોઇને આપીએ અથવા કોઇના ભલા માટે જે કંઇ કરીએ, તે સત્પાત્રે પડે-એટલે કે તેનાથી સારૂંજ પરિણામ આવે ને નબળું કદાપિ થાય નહીં-એવી સાવચેતી રાખવી જોઇએ.

## સર ફિલિપ સિડની.

સર ફિલિપ સિડની એ નામનો એક પ્રસિદ્ધ પુરૂષ, ઇંગ્લંડની પ્રખ્યાત રાણી એલિઝાબેથના સમયમાં થઇ ગયો હતો. તે મોટો યોધ્ધો અને કવિ હતો તેમ છતાં, પરોપકાર, દયા, ઇત્યાદિ ગુણો માટે તેણે બહુ ખ્યાતિ મેળવી હતી. ઇ. સ. ૧૫૮૬ માં રાણીના હુકમથી તે ડચ લોકોની તરફથી સ્પેનિઅર્ડ લોકો સાથે લઢવા ગયો હતો, ત્યાં હોલાંડમાં આવેલા ઝટ્ફન્ આગળની ભારે લઢાઇમાં તેના એક પછી એક એમ બે ઘોડા મરણ પામ્યા. ત્યારે તે ત્રીજા ઘોડાપર સ્વાર થયો તો તે વેળા તેને પોતાનેજ એક ભારે જખમ થયો, ને તેમાંથી એકદમ પુષ્કળ લોહી વેહેવા માંડયું, તથા તેને લીધે તેને મૂર્છા આવી ગઇ. આમ થવાથી લસ્કરમાંના લોકો તેને લાગલોજ ત્યાંથી છાવણીમાં લઇ ગયા. એ વેળા તેને અતિશય તરસ લાગી હતી, પણ એવે પ્રસંગે પાણી તાબડતોબ કયાંથી મળે? એટલામાં કોઇએક માણસે થોડુંએક પાણી લાવી તેને આપ્યું. એ પાણીનો પ્યાલો તે મ્હોડે અડકાડે છે, એટલામાં પાસેજ એક જખમી થયેલો સિપાઇ, જેને થોડીકવારથી ત્યાં આણેલો હતો, તેનું લક્ષ તે પ્યાલા ઉપર જવાથી તેણે ઓસિયાળું મ્હોં કર્યું. તેની આવી સ્થિતિ જોઇને સર ફિલિપે પોતાના છેક હોઠ

આગળ લગાડેલો તે પ્યાલો એમનો એમજ ખસેડીને તે સિપાઇને આપ્યો, અને બોલ્યો, "મારા કરતાં તારે એની જરૂર વધારે છે, તેટલા માટે તુંજ આ લે."

સર ફિલિપનો તે જખમ અસાધ્ય થઇ પડવાથી તેને લીધે તે મરણ પામ્યો. એનું વય તે વેળા માત્ર તેત્રીશ વર્ષનું હતું, પણ ઉપર કહેલે પ્રસંગે તેણે જે અનુપમ ઔદાર્ય દેખાડયું તેને લીધે આજ દિન સુધી તેનું નામ લોકોમાં ગવાઇ રહ્યું છે.

## જ્યૉર્જ ડ્રુમંડ.

ગયા સૈકાની લગભગ અધવચમાં એડિન્બર્ગ શેહેરમાં જ્યૉર્જ ડ્રુમંડ નામનો એક ગૃહસ્થ મુખ્ય માજિસ્ટ્રેટ હતો. તે એક દિવસ શેહેરમાં થઇને ચાલ્યો જતો હતો એવામાં કોઇ ગરીબનું મુડદું સ્મશાનભૂમિ તરફ જતું તેની દૃષ્ટિએ પડયું. તેને લઇ જનારા ફક્ત ચાર ગરીબ ઘરડા માણસોજ હતા, ને તેમને વચમાં વિસામો આપવા માટે અથવા પ્રેતની સાથે અમથા જવા માટે પણ કોઇ મનુષ્ય નહોતું. એ ઉપરથી ડ્રુમંડે ધાર્યું કે એ કોઇ અનાથનું પ્રેત હોવું જોઇએ. તેથી તે પેલા ચારે બુઢ્ઢાઓ આગળ જઇ બોલ્યો, "અરે ભાઇઓ, આ મરનાર મનુષ્યની સાથે સ્મશાનભૂમિ સુધી આવવાને એના સગાં સંબંધીઓ કે ઇષ્ટમિત્રો કોઇ નથી, તેટલા માટે તે કામ હુંજ કરૂં છું." એમ કહીને તે લોકો પ્રેત લઇને ચાલતા હતા તેઓની આગળ તે થયો. ઘણે દૂર ગયા નહીં, એટલામાં ડ્રુમંડના ઓળખીતા બે ગૃહસ્થ તેને મળ્યા, ને 'આપ આ કયાં જાઓ છો?' એવું તેમણે તેને પૂછ્યું. તેણે ઉત્તર આપ્યો, "આ અનાથ પ્રેતનો અંત્યસંસ્કાર કરવાને કોઇ નથી, તે માટે હું આ વૃદ્ધ પુરૂષોની સાથે જાઉં છું." એ સાંભળીને તે બે

ગૃહસ્થોને મોટું આશ્ચર્ય લાગ્યું, ને તેઓ પણ તે પ્રેતની સાથે ચાલ્યા. એવીજ રીતે બીજા પણ કેટલાક લોકો આવ્યા, ને સ્મશાનભૂમિએ પહોંચતા પહોંચતાં તો એક મોટું ટોળું એકઠું થઇ ગયું. ત્યાં ગયા પછી ડ્રુમંડે પોતે તે પ્રેતને ઉત્તમ રીતની વ્યવસ્થા કરી દાટયું. આ કામ પૂરૂં થયા પછી આ મરનારને કંઇ બૈરી છોકરાં છે કે નહીં એવી તપાસ કરતાં તેને જણાયું કે મરનારને ફક્ત એક સ્ત્રી છે, પણ તે ઘણી વૃદ્ધ, પાંગળી, અને તદન નિરાશ્રિત છે. એ ઉપરથી ડ્રુમંડ, ત્યાં એકઠા થયેલા લોકો પ્રત્યે બોલ્યો, “હે સદ્ગૃહસ્થો! આપણે સૌને આજ અહીં એકઠા થવાનો મોટો ચમત્કારિક પ્રસંગ આવ્યો છે. જે માટે આપણે અહીં આવ્યા હતા, તે કામ તો થયું. ને તે આપણે ન કર્યું હોત તોપણ ગમે તેમ સારૂં નબળુંએ થયું હોતજ. પણ હવે આપણે પોતપોતાને ઘેર જઇએ ત્યાર પહેલાં આ મનુષ્યની ગરીબ સ્ત્રીના પોષણ માટે કંઇપણ તજવીજ કરીએ તો ઘણું સારૂં થાય. પ્રત્યેક જણ થોડું થોડું આપશે તોપણ એક સારી રકમ થઇ જશે; ને તેનો યોગ્ય રીતે ઉપયોગ થાય છે તે જોવાની જવાબદારી હું મારે માથે લઉં છું.” તેના આવા શબ્દો સાંભળતાંજ સૌએ ટપોટપ કાગળપર રકમ ભરી, ને તે ધર્મકૃત્ય માટે એક સારી રકમ એકઠી થઇ; તેમાંથી થોડુંક નાણું મેજીસ્ટ્રેટે તે અનાથ સ્ત્રીને પહોંચાડીને તેની તે વખતની સઘળી અડચણ દૂર કરી. વળી એ પછી તે બાઇ સારી રીતે કરી શકે એવું કાંઇ કામ તેણીને ચાલતું કરાવી આપીને તે પોતાનું ગુજરાન સ્વતંત્ર રીતે ચલાવી શકે એવી તેણે સગવડ કરી. આવા પરોપકારી પુરૂષો જગતમાં વિરલાજ હોય છે. એવાઓનાં વખાણ જેટલાં કરીએ તેટલાં થોડાં સમજવાં.

## ટામસ કલાર્કસન.

ઇ૦ સ૦ ૧૭૮૫ ના વર્ષ પહેલાં, ગુલામ રાખવા એ અયોગ્ય છે, એવું ઘણાઓને લાગતું નહોતું. તે કાળ સુધી વેસ્ટ ઇન્ડીઝ બેટોમાં વસનારા યુરોપિયન લોક ગુલામો રાખીને તેઓ પાસે ઢોરોની પેઠે કામ કરાવતા હતા. તેમજ તે લોકો દર વર્ષે આફ્રિકામાંથી સેંકડો સિધ્ધી લોકોને પકડી લાવીને ધમધોકાર ગુલામોનો વેપાર કરતા હતા.

એજ વર્ષે કેંબ્રિજના એક વિદ્યાલયમાં, "બીજાને જબર-દસ્તીથી ગુલામ કરવો એ વાત ન્યાયની છે શું?" એ ઉપર જે કોઇ ઉત્તમ નિબંધ લખી લાવે તેને એક બક્ષીસ આપવાનું ઠરાવવામાં આવ્યું હતું. ત્યાંના વિદ્યાર્થીઓમાં ટામસ કલાર્કસન નામનો એક વિદ્યાર્થી હતો. તેણે ઘણો પરિશ્રમ કરીને એ વિષયની માહિતી મેળવી; ને તેનો નિબંધ સર્વથી ઉત્તમ માલમ પડવાથી તેને ઇનામ મળ્યું. ત્યારથી એ વિષય ઉપર તેનું મન ઘણુંજ ચોટયું. પછી તે લંડન આવવા નીકળ્યો. રસ્તામાં તેના મનમાં નાના પ્રકારના તરંગો આવ્યા. મેં નિબંધમાં ગુલામોના વ્યાપારનો નિષેધ સાબિત કર્યો છે, તે વાસ્તવિક છે કે નહીં એ વિષે તેને પોતાનેજ સંશય પડવા લાગ્યો. પણ પૂર્ણ વિચાર કરતાં છેવટે તે નિષેધ વાસ્તવિક છે, ને પોતે નિબંધમાં જે નિર્ણય કર્યો છે તેમાં બિલકુલ ચૂક નથી, એવી તેની ખાતરી થઇ. તે ઉપરથી તેણે વિચાર કર્યો કે, એમ છે ત્યારે તો બિ-ચારા ગરીબ આફ્રિકન લોકો ઉપર યુરોપિયન લોકોએ આ જે નિર્દયપણાનો ને કેવળ અન્યાયનો પ્રકાર ચલાવ્યો છે, તે બંધ કરવા માટે મથવું એ પ્રત્યેક ન્યાયી મનુષ્યનું કામ છે. તે લંડ-નમાં આવી પહોંચ્યો ત્યાં તો તેનું મન એ દુષ્ટ રિવાજના સંબં-ધમાં બહુ ક્ષોભ પામ્યું. પછી થોડી મુદતમાંજ તેણે પોતાનો

નિબંધ છાપીને પ્રસિદ્ધ કર્યો. તેનાં ઘણાક લોકોએ વખાણ કર્યાં ને તે વાત તરફ લોકોનું લક્ષ સારી પેઠે લાગેલું જોવામાં આવ્યું. તથાપિ થોડા દિવસ પછી કલાર્કસનના મનમાં આવ્યું કે માત્ર નિબંધ પ્રસિદ્ધ કરવાથીજ કંઇ વિશેષ ઉપયોગ થવાનો સંભવ નથી. ગુલામોનો વ્યાપાર સમુળગો બંધ કરવા માટે તો આના કરતાં મોટા મોટા પ્રયત્નો થવા જોઇએ, ને તે કરવાને કોઇપણ વીર પુરૂષે પોતાનું તન મન ધન અર્પણ કરવું જોઇએ? પણ તે કોણ કરે એ પ્રશ્ન સહજ ઉભો થયો. છેવટે એ પ્રશ્નનો નિકાલ આપણે પોતેજ કરવો જોઇએ એમ તેને લાગ્યું. પછી તેણે એકાંતે બેશીને આ વિષયનો પુષ્કળ વિચાર કર્યો, અને પછી એવો નિશ્ચય કીધો કે આ ખટપટ મારે જાતેજ કરવી ને તેમાં વખતે જરૂર પડે તો મારૂં સર્વસ્વ ખરચ કરવું; ને તેજ પ્રમાણે કલાર્કસન તાબડતોબ ઉદ્યોગે લાગ્યો.

કલાર્કસને ગુલામોનો વેપાર બંધ કરવા માટે ખટપટ કરનારી એક મંડળી સ્થાપી. તેના સભાસદો ઘણાક વજનદાર ને વગવાળા ગૃહસ્થો થયા. એ મંડળી જૂદે જૂદે સ્થળે સભાઓ ભરીને, તેમને ગુલામોના વેપારની યોગ્યાયોગ્યતા સમજાવી, તેમજ તેના વિરૂદ્ધની બાબતો દાખલા દલીલોવડે સિદ્ધ કરી ઘણાક લોકોને પોતાના મતના કીધા. કલાર્કસન તે સભાનો કારભારી હોવાથી તેના ઘણાખરા કામનો બોજો તેના ઉપરજ પડતો હતો. આ પ્રમાણે છ વર્ષ સુધી એકસરખો અત્યંત શ્રમ કરવાથી તેની શરીર પ્રકૃતિ ક્ષીણ થઈ, તેને થોડું સંભળાવા માંડયું, તેનો ઘાંટો બેશી ગયો, ને તેની સ્મરણશકિત તો ઘણી ખરી નાશ પામી. ત્યારે નાઇલાજે તેને પોતાની પ્રકૃતિ સુધારવા માટે કેટલાક દિવસ વિશ્રાંતિ લેવાનું સ્વીકારવું પડયું. ત્યાર બાદ આઠ વર્ષે તેની તબિયત ઠેકાણે આવી ને તે પાછો પોતાના પરોપકારના કામે વળગ્યો. તે

માંદો હતો ત્યારે ઘરમાં સુઇ કે પડી રહેતો, ત્યાં પણ ગુલામોનો વેપાર કરવામાં જેમનું હિત હતું તેઓ તરફથી તેને બહુ ત્રાસ વેઠવો પડતો. કેટલીક વાર તો તેની જીંદગી પણ જોખમમાં આવી પડી હતી; પણ છેવટે તેનો તે સ્તુત્ય પ્રયત્ન ઉત્તમ પ્રકારે ફળિભૂત થયો. તે એવી રીતે કે સને ૧૮૦૭ માં પાર્લામેંટે ગુલામોનો વેપાર બ્રિટિશ અમલ તળેના સર્વ ભાગોમાં બંધ કરવાનો કાયદો કાઢયો; ને બ્રિટિશ સરકારનો દાખલો લઇને યુરોપમાંના બીજા દેશોએ પણ થોડાજ વર્ષોમાં પોતપોતાના તાબાના સર્વ પ્રાંતોમાં ગુલામગીરી બંધ કરી દીધી. આ પહેલાં વીશેક વર્ષ અગાઉ આ ગુલામોનો વેપાર બંધ કરવાનું કોઇને સ્વપ્નું પણ આવ્યું નહોતું; તો આ પ્રમાણે જેને લીધે માનવજાતિનું આટલું મોટું દુ:ખ નિર્મૂળ થયું તેવા તે ઉદાર અંત:કરણના પુરૂષનો મહિમા કેટલો વર્ણવીએ! ખરેખર એવાં મનુષ્યો જગતનાં ભૂષણો છે!

## એક મનુષ્યે હજારો લોકોના પ્રાણ બચાવ્યા.

પ્રાચીન કાળમાં રોમન લોકોમાં એક મોટો ખેલ કરવામાં આવતો હતો. તેને ખેલ અથવા રમત કહેવા કરતાં 'ખુનનો દેખાવ' કહીએ તો ચાલે. આ ખેલ મોટી ચોખુણ જગ્યામાં થતો હતો તે જોવાને નાના મોટા સર્વે લોકો, રાજાઓ તથા અમીર ઉમરાવો, સેનાપતિ તથા સિપાઇઓ, કારીગરો અને મજુરો સર્વ કોઇ આવતા હતા એટલુંજ નહીં, પણ સ્ત્રીઓ અને બાળકીઓ પણ તેમાં ભાગ લેતી હતી, તે ખેલમાંનો દુષ્ટ કમકમાટી ભરેલો દેખાવ જોઈને તેમને જરા પણ ખોટું લાગવાને બદલે ઉલટી ગમત થતી હતી. આ ખેલમાં મોટા લઠ્ઠ, બળવાન અને શૂરા લોકો એકઠા થતા, ને તેઓમાંના બબ્બે જણ

ક્રૂર જંગલી પશુઓની પેઠે એક બીજા સાથે પ્રાણ જતાં પર્યંત લડતા. આ લડનાર લોકોને 'ગ્લાડિએટર' કહેતા હતા. ઉપર કહ્યા પ્રમાણે તેમનાં દ્વંદ્વ યુદ્ધમાં એમાંથી એક ચીત થાય એટલે, તે ચીત થયેલા મનુષ્યને મારી નાંખવો કે છોડી દેવો, એ સંબંધી તમાસગીર લોકોનું કહેવું શું છે તે જાણવા માટે જીતેલો માણસ તેઓ તરફ નજર કરતો. પછી સંકેત પ્રમાણે લોકો પોતાના અંગુઠા ઊંચા કરતા તો પડેલા મનુષ્યને તેનો પ્રતિસ્પર્ધી એમનો એમ છોડી દેતો; ને જો તેઓ પોતાના અંગુઠા નીચા કરતા, તો તે તેને પોતાની તરવારવડે એકે ઘાયે ઠાર મારી નાખતો. કોઇ કોઇ વખત તે પૃથ્વીપર પડેલો માણસ ભયને લીધે આમ તેમ ખસવા માંડતો કે સંકોચાતો, તો લોકો મોટેથી બરાડીને કહેતા કે, 'હાં હાં! ખબરદાર જરા પણ ચસ્યો તો! મૂગે મ્હોડે દુઃખ સહન કરવુંજ જોઇશે.'

ઇ. સ. ૪૦૩માં ગાથ નામના જંગલી ક્રૂર લોકોએ ઇટાલીની આસપાસના દેશોપર ચઢાઇઓ કરીને પુષ્કળ મુલક કબજે કર્યો. છેવટે ખાસ ઇટાલીમાં પણ તેઓ પેઠા, ને રોમ શેહેરપર ચઢી આવવા લાગ્યા. ત્યારે ત્યાંનો બાદશાહ છેક નાની વયનો હોવાને લીધે, શેહેરનું રક્ષણ કેમ થશે એને માટે લોકોને મોટી ચિંતા થઇ. પણ તે બાદશાહનો સેનાપતિ સ્ટિલિકો મોટો શૂરવીર અને હિમ્મતવાન પુરૂષ હતો. તેણે તે લોકોની સામે થઇને તેમને હરાવી કાઢ્યા, ને રોમ શેહેરનો બચાવ કર્યો. ત્યારે તે સમયના ત્યાંના રિવાજ પ્રમાણે રોમ શેહેરના લોકો સેનાપતિને મોટી ધામધુમ સહિત શેહેરમાં લાવ્યા. પછી તેના સન્માનાર્થે અનેક જાતની સરતો ને બીજા ખેલો થયા બાદ, ઉપર કહેલો ગ્લાડિએટર લોકોનો ખેલ શરૂ કરવા માંડયો. તે લોકો ખેલ કરવાની જગ્યામાં દાખલ થયા કે તુરત ત્યાં

એકઠા થયેલા લોકોએ મોટો આનંદઘોષ કર્યો. એટલામાં તદન સાદો પોશાક પેહેરેલો એવો એક વૃદ્ધ માણુસ તે ઠેકાણે આવ્યો. તેણે તે ખેલ કરવા આવેલા લોકોને પાછા હઠવા કહ્યું. ને આ આવું ઘોર કૃત્ય તે દિવસથી બંધ કરવા સારૂ તમાસગીર લોકોને વિનવવા લાગ્યો. તે બોલ્યો, "હે સજ્જનો! પરમેશ્વરે આપણા શત્રુ ગાથ લોકોપર આપણુને જય અપાવ્યો એ તેનો ઉપકાર આપણે સારાં કૃત્યો કરીને માનવો જોઈએ કે આવી રીતે લોહી વહેવડાવીને માનવો જોઇએ?" તેની વાતપર લક્ષ ન આપતાં સર્વ લોકો મોટા મોટા બરાડા પાડી બોલ્યા કે, "ખેલાડીઓ, રે ખેલાડીઓ, એ ડોસાનું શું સાંભળો છો? આવો આગળ, ને તમારૂં પરાક્રમ દેખાડો!" એ પ્રમાણે મોટા આવેશથી કહેવા લાગ્યા. ત્યારે ખેલાડીઓ આગળ આવ્યા, ને તેમણે તે ઘરડા માણુસને એક બાજુ હડસેલો મારીને લઢવાની શરૂઆત કરી. તેમ છતાં પણ તે વૃદ્ધ માણુસ ફરીથી આગળની જગ્યાએ આવી ઉભો રહ્યો; અને તે લઢનારાઓને દૂર કરીને પોતાનું કહેવું લોકો ધ્યાન પર લે તે માટે યત્ન કરવા લાગ્યો. પણ લોકો તો શાનાજ સાંભળે? તેમણે તો ઉલટા બરાડીને કહ્યું "મારી નાખો એ ઠચરાને!" આ સાંભળતાંજ તે ગ્લાડિએટર લોકોએ પોતાના પ્રાણ બચાવવા સારૂ આવેલા તે બિચારા ડોસાપર એકદમ તરવારો ચલાવી ને તેને ત્યાંનો ત્યાં પૂરો કર્યો!

જગતમાં અનેક સાધુ પુરુષો થઇ ગયા છે, પણ તેમનામાંના ઘણાક 'સ્વાર્થ સાધુજ' હતા એમ કહેવું યોગ્ય છે; કેમકે તેમણે ઘણું તો પોતાની મુક્તિ માટે યત્ન કર્યો હશે. પણ પરોપકારને માટે જેમણે પોતાના પ્રાણ અર્પણ કરી દીધા હશે એવા તો બહુ થોડાજ નિકળ્યા છે. એવા મહાત્માઓમાંનો એક આ ઉપરનો વૃદ્ધ મનુષ્ય હતો. મનુષ્યોએ એક બીજાને

મારવા, ને તે જોવામાં લોકોએ ગમત માનવી, એ વાતનો તેને અત્યંત ધિક્કાર છુટવાથી, આ દુષ્ટ કૃત્ય હું બંધ કરાવીશ અને જરૂર પડે પ્રાણ આપીશ એવો તેણે નિશ્ચય કર્યો હતો, ને તેજ પ્રમાણે તે પોતાના નિશ્ચયને અનુસરીને મરણ પામ્યો ખરો; પરંતુ તેનું એ મરણ ફોકટજ ગયું એમ સમજવું નહીં. તેનો ધારેલો હેતુ આખરે પાર પડયો ખરો. તેનો આવો ક્રૂર પ્રકારે અંત આવેલો જોઇને લોકોની આંખો ઉઘડી, તેમને કંપારી છુટી, ને આ નિર્દય ખેલને માટે તેમને ઘણુંજ માઠું લાગવા માંડયું. તે એટલે સુધી કે ફરીથી તે ઠેકાણે ગ્લાડિએ-ટર લોકોનો તે જીવ લેનારો ઘાટકી ખેલ કદી પણ થયો નહીં. જુઓ, આવા એકજ ગરિબ મનુષ્યના પરોપકારનું ફળ કેટલું મોટું થયું; મનુષ્ય માત્રને નામોશી લગાડનારો સેંકડો વર્ષોથી ચાલતા આવેલા આ ક્રૂર રિવાજનો જગતમાંથી સમૂળો નાશ થયો !

## સહનશીલતા, ક્ષમા અને દયા.

પરમેશ્વરે સર્વ પ્રાણીઓમાં એવી કંઇ વૃત્તિ મૂકેલી છે કે, તેમને પસંદ ન પડે તેવી વાત કોઇ કરે છે તો તેમને ગુસ્સો લાગે છે, ને તેઓના અંતઃકરણને આનંદ આપનારી વાત કોઇ કરે તો તેનાથી તેમને સંતોષ થાય છે. દાખલા તરીકે જો એકાદું ન્યાયનું અથવા પ્રામાણિકપણાનું કૃત્ય કોઇએ કરેલું આપણી દૃષ્ટિએ પડે છે અથવા આપણે કાને આવે છે, તો તે માટે આપણા મનને આનંદ થાય છે; ને તેથી ઉલટું, અન્યાયનું અથવા અપ્રામાણિકપણાનું કૃત્ય કોઇએ કરેલું જાણવામાં આવે છે, તો આપણા મનને ખોટું લાગે છે, તથા આપણને ક્રોધ આવે છે. એ ઉપરથી ક્રોધ એ પ્રાણીઓનો જે સ્વાભાવિક ધર્મ છે,

તેનો જગતમાં ઉપયોગ છે એમ સિદ્ધ થાય છે. એટલે કે ક્રોધ પણ બુરી વાત માટે દુઃખ અથવા ધિક્કાર પ્રદર્શિત કરવાનું એ એક સાધન છે. ખરેખર, જે મનુષ્યો માટે અથવા વસ્તુઓ માટે આપણા મનમાં પૂજ્યભાવ હોય છે તેમને ક્રોધની તરફથી ત્રાસ અથવા ઇજા થાય, અગર તેમનું કોઈ અપમાન કરે, તો તે માટે જો આપણા મનને કંઇજ લાગે નહીં, તો આપણા જેવો જડપ્રાણી જગતમાં કોઈ નહીં હશે એમ સમજવું જોઇએ!

પરંતુ એ પ્રમાણે યોગ્ય પ્રસંગે ક્રોધ અથવા ગુસ્સો આવવો એ જો કે સ્વાભાવિક ને યોગ્ય છે, તોપણ તે ક્રોધની કંઇ મર્યાદા હોવી જોઇએ; ને તેના આવેશમાં કંઇ ભળતુંજ કૃત્ય આપણે હાથે થઇ ન જાય એ વિષે બહુજ કાળજી રાખવી જોઇએ. તેમજ ક્રોધ ભરાઇ આવે ત્યાર પછી તે વાતના મનમાં વિચાર લાવ્યા કરવા એ પણ સારૂં નથી. તે સમય ગયો એટલે લાગલીજ આપણે તે વાત વિસારી દેવી જોઇએ.

ક્રોધની વૃત્તિ પ્રકટ કરવાના જે પ્રકાર છે, તે પ્રત્યેક મનુષ્યની સ્થિતિ પ્રમાણે નિરનિરાળા હોય છે; એટલે જે કેવળ અભણ અને જંગલી હોય છે, તે ક્રોધ આવે એટલે ગાળાગાળી કરવા મંડી જાય છે, ને કેટલીક વાર મારામારી પણ કરે છે. પણ જેને કેળવણીનો થોડો ઘણો પણ સંસ્કાર થયેલો હોય છે, ને ચાર માણસમાં કેમ બોલવું ચાલવું એ થોડું ઘણું સમજતો હોય છે, તે ગાળાગાળી કે મારામારી કરતો નથી; તે તો પોતાને ગુસ્સે થવા જેવું કામ જેણે કર્યું હોય છે તેને મનમાં ઘણું દુઃખ લાગે એવાં મર્મનાં વેણ કહે છે, અથવા પોતાના મનમાં અંટસ રાખે છે. વાસ્તવિક જોતાં એ બંને પ્રકાર ગેર-વાજબી છે. ગાળાગાળી અથવા મારામારી કરીને લોકોને તમાસો દેખાડવો, તેજ પ્રમાણે મર્મમાં કહેવું અથવા અંટસ રાખવો

એથી કંઇ પણ સારૂં પરિણામ આવવાનો સંભવ નથી. તેનું કંઇ પણ પરિણામ આવશે તો તેનાથી ઉલટું અગર કંઇક વધારે માઠું પરિણામ આવશે. તેથી ખરા કારણથી આવેલો ક્રોધ પ્રદર્શિત કરવો, તે, શાન્ત પરંતુ સ્પષ્ટ રીતે, તે માટેનાં આપણાં કારણો જણાવીને પ્રદર્શિત કરવો, એટલે જેને હાથે અપરાધ થયો હશે, તેના મનમાં આપણે માટે નબળો વિચાર આવીને માઠું ન લાગતાં ઉલટો તે મનુષ્ય અંતરમાં બોધ લઇને પોતાની ભૂલ સુધારશે.

જે મનુષ્યનો સ્વભાવ ત્રાસદાયક, ક્રોધી, ને ખારિલો હોય છે, તેથી તેના મનપર ને શરીરપ્રકૃતિપર માઠી અસર થાય છે. તેટલા માટે નિરંતર મન શાન્ત રાખવાનો મનુષ્યે બને તેટલો પ્રયત્ન કરવો જોઇએ. એથી ઘણુંજ હિત છે. જગતની સાધારણ સ્થિતિ એવી છે કે આપણને સારી ન લાગે એવી સેંકડો વાતો નિત્ય આપણી નજર આગળ બન્યાજ કરે છે. તેથી ઘડીએ ઘડીએ જો આપણે ગુસ્સે થઇ જઇએ તો આપણા મનની સ્થિતિ બહુ ખરાબ થઇ જાય એટલુંજ નહીં, પણ આપણા સહવાસમાં રહેનારાં મનુષ્યોને પણ એથી તો બહુ ત્રાસ થાય. શાન્ત અને આનંદી સ્વભાવ હોવો, અને મનને અસ્વસ્થ કરનારી વાતોના સંબંધમાં શાન્તપણે વિચાર કરીને તેનો યુક્તિવડે રસ્તો કરવો, એ મનુષ્યને ઘણું ભૂષણાસ્પદ છે. એક ગ્રંથકારે કહેલું છે કે, "ક્રોધ આવે તો એક શબ્દ પણ બોલતાં પહેલાં મનમાં એકથી દશ સુધી બોલી જવા, અને ઘણોજ ક્રોધ ચઢયો હોય તો સો સુધી ગણવા; આમ કરવાથી ક્રોધને લીધે તમારે હાથે કદી પણ ખોટું કામ થશે નહીં."

બીજાએ અપકાર કર્યો હોય તોપણ તે માટે આંખ આડા કાન કરવા, ક્ષમા કરવી, અથવા તેપર ઉલટી દયા કરવી એ શ્રેષ્ઠપણાનું ચિહ્ન છે, પ્રત્યેક મનુષ્યથી ભૂલ તો થઇ જાય છે;

એ માટે એવા પ્રકારની મનોવૃત્તિ હોય તો તેથી સર્વેને સુખ થાય છે. વેર વાળવાથી એકને ઠેકાણે બે નબળાં કૃત્યો થાય, પણ ક્ષમાશીલતાના યોગથી બીજું નબળું કૃત્ય બનતું નથી એટલુંજ નહીં, પણ જે પહેલું બનેલું હોય છે તે પણ સુધરવાનો સંભવ રહે છે. ક્ષમા અને દયા એ બેના યોગથી શત્રુ હોય છે તેઓ મિત્ર થાય છે. ક્ષમાશીલ મનુષ્યનો દાખલો લઇને બીજા લોકો તેનું અનુકરણ કરે છે; અને જગત્ના સુખની તે વડે વૃદ્ધિ થાય છે. તેમજ વળી કોઇ સામા માણસના કૃત્યથી આપણને ગુસ્સો આવ્યો હોય તો કંઇ પણ બોલ્યા પહેલાં એટલો વિચાર જરૂર કરવો જોઇએ કે, તે માણસને તેવું કામ કરવા માટે આપણા તરફથી કંઈ કારણ મળી આવ્યું તો નથી ? કારણ ઘણી વાર એમ બને છે કે એવે પ્રસંગે આપણી પોતાની ચૂક હોય છે, ને તે વિચાર કરવાથી આપણા સમજવામાં આવે છે. તેથી ગુસ્સો બતાવ્યા પહેલાં આપણે વિચાર કરવાની ટેવ પાડી હોય તો બીજાપર તપી જવાનો પ્રસંગ બહુધા આવવાનોજ નહીં.

---

## સોક્રેટીસની વાત.

ગ્રીસ દેશના તત્વવેત્તા સોક્રેટીસે નિરંતર વિચારથી ને અભ્યાસથી પોતાનો ક્રોધ પોતાને સ્વાધીન રાખવાની વિલક્ષણ શકિત મેળવી હતી. તેણે પોતાના સર્વ મિત્રોને કહી રાખ્યું હતું કે, “મને હવે ગુસ્સો આવવાનો છે એવું તમને લાગે કે તરકાળ તે માટે તમારે મને ઇશારત કરવી.” એ પ્રમાણે ગુસ્સો આવવાને સમયે તેઓ તરફથી તેને સૂચના થતી કે લાગલોજ તે હળવે બોલવા માંડતો, ને પછી તદન ચુપ થઇ જતો. એક પ્રસંગે પોતાના એક ગુલામના કંઇક કામથી તેને

અતિશય ક્રોધ ચઢવાથી તે ગુલામ પ્રત્યે તે બોલ્યો, "આ વેળા હું ગુસ્સામાં ન હોત તો તને મેં કુટી નાંખ્યો હોત!" એજ પ્રમાણે એક વેળા કોઇએ તેને એક ધપ્પો માર્યો ત્યારે તે જરાક હસીને બોલ્યો, "શિરપેચ કયે સમયે બંધાવવો તેની તને ખબર નહોતી એ મોટા દુર્દૈવની વાત છે."

એક સમયે પોતાના મિત્રો સહિત તે રસ્તે ચાલ્યો જતો હતો, તેવામાં કોઇ મોટી પદવીના માણસને તેણે જતો દીઠો. તેને સોક્રેટીસે સલામ કરી, પરંતુ તે ગૃહસ્થે તેપર મુદ્દલ લક્ષ આપ્યું નહીં, ને તે પોતાને માર્ગે ચાલ્યો ગયો. ત્યારે સોક્રેટીસને તેના મિત્રો કહેવા લાગ્યા, "અરે, તે મનુષ્યનું અભિમાન જોઇને અમારૂં મગજ તો એટલું તપી ગયું હતું કે અમે તો તેની પૂરી ખબર લેવાના વિચારમાં હતા." પણ સોક્રેટીસ તેઓ પ્રત્યે શાન્તપણે બોલ્યો, "ભાઇઓ! જો એકાદ મનુષ્ય તમારા કરતાં જૂદી તરેહનો પોશાક પેહેરીને ચાલ્યો જતો રસ્તામાં તમને મળે, તો તેના ઉપર તમારે ગુસ્સે થવાનું કશૂં કારણ છે શું? બિલકુલજ નહીં. તો તે પ્રમાણેજ, તમારા કરતાં જેનાં અંતઃકરણનું સ્વરૂપ ભિન્ન છે, તેના ઉપર પણ તમારે ગુસ્સે થવાનું કયું સબળ કારણ છે વારૂ?"

પરંતુ સોક્રેટીસને બહારના કરતાં પોતાના ઘરમાંજ સહનશીલતાની કસોટી કરવાનો વારંવાર પ્રસગ આવતો હતો. ઝાંઝિપી નામની તેની સ્ત્રી હતી. તે અતિશય કજિયાખોર અને રીસાળ હતી; તેનો સ્વભાવ એવો તો નઠારો હતો કે આજ-પર્યંત તેના જેવી કંકાસણી સ્ત્રી જગત્‌માં થઇ હશે કે કેમ તેની શંકા રહે છે! સોક્રેટીસને તેના તરફનો એકે પ્રકારનો ત્રાસ વેઠવાનું બાકી રહ્યું હતું એમ બન્યું નથી. એક વેળા તે એટલી બધી તો ગુસ્સે થઇ ગઇ હતી કે, તેણે ધોરી રસ્તા ઉપર સોક્રેટીસના શરીરપરનું અંગરખું ફાડી નાંખ્યું! એ ઉપરથી

તેના મિત્રોએ તેને કહ્યું, "ભાઇ, હવે તો આ ક્ષમાની હદ આવી ગઇ. આ વેળાએ તમે તેને પૂરેપૂરી શિક્ષા કર્યા વગર રહેશો નહીં." ત્યારે તે કહે છે, "હા, પછી તો ખાસો મજેનો તમાસો થાય ! તે અને હું એક બીજાને મારવા લાગ્યાં, એટલે તમારા જેવા ગમત જોનારા ઉત્તરોત્તર વધારેજ ચ-ડસ ચઢાવે તો ! એક જણ કહેશે, 'વાહવા સોક્રેટીસ, ઠીક કીધી તમે !' ત્યારે બીજો કહેશે, 'ઝાંઝિપીબાઇ, ખૂબ સપાટો લગાવ્યો !' વળી એક વાર તે મહામાયાને ગુસ્સો આવ્યો ત્યારે તેણે સોક્રેટીસપર ગાળોનો વરસાદ વરસાવ્યો. પણ તે સાંભળી જરાએ બોલ્યા વગર તે ઘરમાંથી ઉઠીને આંગણામાં આવીને બેઠો ! આથી તો તે ઉલટી વધારે ખીજવાઇ, ને એક મોટા વાસણમાં ગંદું પાણી ભરી લાવીને તેણે તેના માથાપર રેડયું ! આ જોઇને તે હસીને બોલ્યો, "ખરેજ ! આટલું બધું આકાશ ગડગડયું, તે માટે વરસાદ પડવાની જરૂરજ હતી !"

## બીજા એક તત્વવેત્તાની વાત.

સ્વિટ્ઝર્લાન્ડ દેશના જિનિવા નામના શેહેરમાં એમ. અબો-રટ નામનો એક તત્વજ્ઞાની હતો. તેનામાં પણ સોક્રેટીસના જેવી વિલક્ષણ સહનશીલતા હતી. તેના ઘરમાં એક દાસી હતી, તેને ત્યાં રહેતાં ત્રીસ વર્ષ થઇ ગયાં હતાં, તથાપિ એટલા દિવસોમાં " મેં મારા ધણીને એક વાર પણ ગુસ્સે થયેલો જોયો નથી," એમ તે કહેતી હતી. એમ. અબોરટની આવી કીર્ત્તિ કેટલાક દ્વેષી લોકો સહન કરી શકતા નહોતા; તેથી તે કોઇપણ રીતે એક વાર પણ ગુસ્સે થાય એવી ખટપટ કરવાનો તેમણે વિચાર કર્યો. તે કામ માટે તે બાઇનેજ હાથમાં લઇને

તેને તે માટે કંઇક આપવાનું કબૂલ કર્યું. હવે આ કામ કેવી રીતે કરવું એનો તે વિચાર કરવા લાગી ત્યારે તેને યાદ આવ્યું કે, એને પોતાની પથારી બરોબર વ્યવસ્થાથી પાથરેલી ન હોય તો ચેન પડતું નથી. તેથી તેણે જાણી જોઇને એક દિવસ મી૰ અબોરટની પથારી બરાબર પાથરી નહીં ત્યારે બીજે દિવસે સવારે ઉઠીને તેણે એમ થવાનું કારણ પૂછ્યું, તો તે બોલી, "મારી ભૂલથી તેમ થયું છે." પરંતુ તે દિવસે રાત્રે વળી ફરીથી તેણે તેમજ કર્યું! ત્યારે તેના ધણીએ બીજે દિવસે તેણીને આગળની પેઠેજ પૂછ્યું. પણ તે વેળાએ પણ તેવુંજ કંઇ કારણ બતાવ્યું, ને તે પણ નમ્રતાપૂર્વક બતાવ્યું નહીં. પછી ત્રીજી વખત પણ તેણે તેજ પ્રમાણે કર્યું, તેથી પોતાની દાસીપ્રત્યે તે બોલ્યો, "તું આ કામ જાણી જોઇને કંઇક કારણસર કરે છે, એવું ખાસ જણાય છે; પણ હવે તને જણાઇ આવ્યું હશે કે, તારો પોતાનો હેતુ કોઇ રીતે પાર પડવાનો નથી; ને હું વળી તને કહું છું કે, હવે આ વાતનો મને અભ્યાસ પડતો ચાલ્યો છે, તેને લીધે હવેથી મને કશું લાગવાનું નથી, અને હું તને તે માટે કંઇપણ કહેવાનો નથી." આ સાંભળીને તે ચાકરડી તેને પગે પડી, ને સઘળી ખરી હકીકત કહીને તેણે તે માટે તેની ક્ષમા માગી.

## શત્રુ નાશ કરવાનો ઉત્તમ ઉપાય.

એક સમયે ચીન દેશમાં એક મોટું બંડ થયું, ને તેથી કરીને બાદશાહને બહુ ત્રાસ થવા લાગ્યો. પછી તેણે પોતાના સઘળા સરદારોને દરબારમાં બોલાવીને બંડખોરો ઉપર હુમલો કરવા નિશ્ચય કર્યો. તે મોટા આવેશથી એવું બોલ્યો કે, "બંડખોરો અમારા શત્રુ છે, તો તેઓનો સમૂળો નાશ કર્યા

વિના પાછા આવવું નથી." પણ પછી બાદશાહનો આવો ક્રોધ જોઇને તે બંડખોરો બીધા, ને બંડ કરવું મૂકી દઈ તેને શરણે આવ્યા. ત્યારે બાદશાહે તેઓના અપરાધની ક્ષમા કરી એટલુંજ નહીં, પણ તેઓ સમજી ગયા, તે માટે તેમને એક મિજબાની આપવાનો ઠરાવ કર્યો. એ જોઇ તેના મુખ્ય પ્રધાને તેને કહ્યું, "સાહેબ, આપ તે દિવસે દરબારમાં બોલ્યા હતા શું, ને આજ આ કરો છો શું? શત્રુઓનો સમૂળો નાશ કરવાનું આપે જણાવ્યું હતું તેનું કેમ? એ ઉપરથી બાદશાહે જરાક હસીને ઉત્તર આપ્યો, "હા, શત્રુઓનો સમૂળો નાશ કરવાનું હું બોલ્યો હતો; ને તે મેં શબ્દેશબ્દ પાળ્યું છે. જુઓ હવે આ લોકો મારા શત્રુ નથી, તેઓ તો મારા મિત્ર થયા છે. તેઓનો હવે હું નાશ કરૂં તો બોલ્યો કંઇ ને કર્યું કંઇ એમ થશે અને તે ઉપરાંત વળી મિત્રઘાતનું પાપ મારે માથે આવશે." આ સાંભળીને મુખ્ય પ્રધાન તો સડકજ થઇ ગયો.

## ગુસ્સાનો ભયંકર પરિણામ.

ભવાનરાવ પવાર એ નામનો એક ખેડુત હતો તેને શિકાર કરવાનો બહુ શોખ હતો. તેની પાસે એક શિકારી કુતરો હતો, તે શિકારની પછવાડે લાગવામાં ને તેને પકડી પાડવામાં ઘણો હોંશિયાર હતો. પોતાનો ધણી શિકાર કરવા નિકળે કે લાગલોજ તે તેની આગળ ચાલવા માંડે. એવો હમેશનો તેને મ્હાવરો હતો. એમ છતાં એક દિવસ ભવાનરાવ સવારે ઉઠીને શિકારે નિકળ્યો, પણ કુતરો તેને કંઇ દેખાયો નહીં. તે પરથી તેણે "મોતીઆ, મોતીઆ," કરીને તેને મોટેથી બૂમ પાડી, તોપણ તે કંઇ નજરે પડયો નહીં, ત્યારે ભવાનરાવ એકલોજ ચાલતો થયો.

ભવાનરાવ પોતાના ખેતરમાંજ ઝુંપડી બાંધીને તેમાં રહેતો હતો. તે શિકારે ગયો ત્યાર પછી થોડીક વારે તેની ધણિયાણી, બારેક વર્ષનો એક છોકરો, અને ચાકર એ ત્રણે ખેતરમાં કામે ગયાં. ભવાનરાવનું એક ધાવણું બાળક ખાટલાપર સુતેલું હતું, તેને એટલી વારમાં શું કરવા ઉઠાડવું જોઇએ એમ ધારીને તેની સ્ત્રી તેને ત્યાં ઊંઘતુંજ મૂકીને ખેતરમાં ગઇ હતી.

ભવાનરાવની સાથે તેનો પ્યારો કુતરો ન હોવાથી શિકારમાં તેનું મન લાગ્યું નહીં, તેથી તે બે ત્રણ કલાકમાંજ પાછો આવ્યો. તે ઘરના ઝાંપા આગળ આવ્યો કે તેની સ્ત્રી, છોકરો, ને ચાકર ત્રણે જણાં અતિશય શોચ કરતાં બેઠેલાં તેની દૃષ્ટિએ પડયાં. તેણે પોતાની સ્ત્રીને આનું કારણ પૂછયું; ત્યારે તેણે મોટેથી રડી પડીને કહ્યું, "હાય હાય! આજ તો મોટી ઘાત થઇ! બાળક સુઇ રહ્યું હતું તેને ત્યાંજ સુતેલું મૂકીને અમને ખેતરમાં જવાની બુદ્ધિ સુઝી, ને ઘડીકમાં આવીને જોઇએ છિયે તો છોકરૂં ખાટલાપર નહોતું ને આપણો મોતીઓ કુતરો આખે શરીરે જાણે લોહીથી ન્હાએલો ને બાવરો બનેલો અમારી નજરે પડયો. મને લાગે છે કે તેણેજ બાળકને મારીને કોઇ જગ્યાએ નાખી દીધું હોવું જોઇએ. ખચિત તેના શિવાય બીજા કોઇનું આ કામ નહીં હોય. એવું દુષ્ટ જનાવર શા માટે ઘરમાં રાખ્યું છે? આટલી વાર સુધી મૂઓ ખુની મારાની માફક મદાંધ થઇને આમતેમ ફરતો હતો. હમણાંજ કોણ જાણે તે કાળું મ્હોં લઇને કયાં ગયો!" આ સાંભળીને ભવાનરાવને કેવું ખોટું લાગ્યું એ કંઇ કહેવાની જરૂર નથી. તેની સ્ત્રીના જેવોજ તેના મનમાં વિચાર આવ્યો કે બાળક ખાસ કુતરાએજ માર્યું. પછી તે મોટા આવેશથી બોલ્યો, "અરે નિમકહરામ, ઘાતકી જનાવર મેં આજ પર્યંત તારાપર રાખેલી

મમતાનું શું આ ફલ તેં મને આપ્યું કે ? હવે તો નજરે પડતાંજ આ તરવારથી તારો પ્રાણ લઉં છું ! ” ભવાનરાવનો અવાજ સાંભળતાંજ કુતરો પાસે કોઇ જગ્યાએ હતો ત્યાંથી દોડતોને પૂછડી હલાવતો હલાવતો આવ્યો; પરંતુ છેક તેની પાળે ન આવતાં ઘાસની એક ગંજી કરેલી હતી તેણીગમ જવા લાગ્યો ને વારંવાર સામું જોઇ જોઇને ધણીને પોતાની પછવાડે આવવાનું સૂચવવા લાગ્યો. પરંતુ એ વેળા ઉદ્વેગને લીધે ભવાનરાવનું મગજ ઠેકાણે નહોતું. તેથી કુતરાની સૂચના તેના લક્ષમાં આવી નહીં, પણ તેના આખા શરીરપર લોહીના છાંટા જોઇને, “ મારા બાળકનો પ્રાણ લેનારા દુષ્ટ જનાવરને શા માટે જીવતું મૂકવું જોઇએ” એમ કહી પોતાની તરવારના એકજ ઘાથી તેને ઠાર કરી દીધો ! ભવાનરાવને જો કે તેનાપર આ વેળા અતિશય ક્રોધ આવેલો હતો, તોપણ મરતી વેળા તે બહાદુર કુતરાએ જે કિકિયારી પાડી, તે સાંભળીને તેને મનમાં બહુજ માઠું લાગ્યું.

એટલામાં ઉપર કહેલી પેલી ઘાસની ગંજી ભણીથી કોઇ બાળકના રડવાનો અવાજ સાંભળવામાં આવ્યો. એ ઉપરથી ઘરનાં સર્વ માણસો ત્યાં દોડી ગયાં ને જુએ છે તો ભવાનરાવનું પોતાનુંજ બાળક તેમની નજરે પડ્યું. જાણે કોઇ માણસેજ તેને લાવીને ત્યાં સુવાડ્યું હોયની તેમ તે સુરક્ષિત સુતેલું હતું ! આવી સ્થિતિમાં તેને જોઇને તે સર્વ માણસોને, ને તેમાં વિશેષે કરીને તેના માબાપને જે આનંદ થયો, તેનું વર્ણન કરી શકાય તેમ નથી. થોડી વાર પછી આ બનાવ કેવી રીતે બન્યો હશે, એનો વિચાર ભવાનરાવ કરવા લાગ્યો, ત્યારે તેણે પોતે પોતાના કુતરાને મારી નાખ્યો, તે મોટા અવિચારનું કામ થયું એમ તેને લાગ્યું અને તેને માટે ઘણો ખેદ થયો. પછી બાળકને

લઇને સર્વ માણસો, તેને જે ખાટલાપર સુવાડ્યું હતું ત્યાં ગયાં. તો તે ખાટલાની બીજી તરફ એક મોટું મૂવેલું જનાવર તેમની નજરે પડ્યું. તે જનાવર કયું છે તે પાસે જઇ જોયું તો તે મારી નાંખેલો એક મોટો વરૂ છે એમ તેમને જણાયું. આથી બધી વાતનો ખુલાસો થયો; વરૂ છોકરાને ઉપાડી જવાનો લાગ જોઇ ઘરમાં પેઠો, તેને કુતરાએ જોયો, ને એને જે શિકાર લઇ જવો હતો, તે એને હાથ ન લાગવા દેતાં ઉલટો તેનો પોતાનોજ શિકાર કુતરાએ કર્યો એવું સહજ તેઓના લક્ષમાં આવ્યું.

આ જોઈ ભવાનરાવનું કાળજું ચરેરાટ બળવા માંડ્યું, ને બિચારા નિમકહલાલ કુતરાનો વિનાકારણ પ્રાણ લીધો તે માટે એને પોતાના પેટના દીકરાના મરણ જેટલું દુઃખ લાગ્યું, અને એની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી ! પછી ઘણાક દિવસ સુધી તેને, તે કુતરાની મરણ સમયની કિકિયારી જાણે કંઇ પોતાને એકસરખી સંભળાતી હોયની એવું ભાસતું હતું, ને તેથી કરીને તેને બહુજ દુઃખ થતું હતું !

આ ઉપરથી ક્રોધ આવે ત્યારે તેના આવેશમાં વગર વિચારે એકદમ એકાદું કૃત્ય કરવાથી તે ઘણી વાર કેવા દુઃખનું તથા પશ્ચાત્તાપનું કારણ થઇ પડે છે તે સહજ લક્ષમાં આવશે.

## કવેકર પંથના બે અંગ્રેજ ગૃહસ્થોની વાત.

ખ્રિસ્તી ધર્મના અનેક પંથ છે તેમાં કવેકર નામનો એક પંથ છે. એ પંથના લોકોનું પણ એવું હોય છે કે, કોઇની સાથે કદી લઢાઇ કરવી નહીં, અથવા બીજાએ અપકાર કર્યા હોય તો પણ તેનો તેવો બદલો ન વાળતાં ઉલટી તેનાપર દયા કરવી. ઇંગ્લંડના રાજા બીજા ચાર્લસની કારકીર્દીમાં લંડન અને વેનિસ એ

બે શેહેરો વચ્ચે વેપારને માટે આવજા કરનારા એક વહાણનો કવેકર પંથનો કોઇ ગૃહસ્થ કપ્તાન હતો, તેમ તેનો સુકાની પણ તેજ પંથનો હતો. પરંતુ બાકીના ચાર ખલાસી હતા, તે બીજા પંથના હતા. ઉપરનું વહાણ એક વખતે વેનિસ શેહેરથી લંડન આવતું હતું, તેવામાં તુર્કી ચાંચિયા લોકોએ તેને પકડયું, ને તેનાપરના સર્વ લોકોને કેદ કરી તેમને ગુલામ કરીને વેચવાનો નિશ્ચય કર્યો. એ પ્રમાણે વહાણ કબજે કરીને તે ચાંચિયા લોક વહાણ લઇ ચાલતા થયા, બીજે દિવસે રાત્રે માર્ગમાં વરસાદ પડવા લાગ્યો, એટલે તે લોકોનો કપ્તાન પોતાનો કેટલાક માણસો સાથે વહાણના નીચેના માળમાં જઇને સુઇ રહ્યો. તે જોઇને તેના બાકીના માણસોને, પેલા કવેકર પંથનો સુકાની, કે જેનું નામ ટામસ લટિંગ હતું, તેણે કહ્યું કે, "તમે પણ વરસાદમાં પલળો છો તેના કરતાં નીચેની ઓરડીઓમાં જઇ સુઇ રહો તો સારૂં." એથી તે સર્વ તુર્ક લોકો નીચેના માળમાં જઈ ગાઢી નિદ્રામાં પડયા; ત્યાર પછી ટામસ લટીંગે તેમનાં સર્વ હથિયારો એકઠાં કરી કબજામાં લઇ લીધાં; અને પોતાના માણસોને તેણે કહ્યું, "જુઓ હવે આ સર્વ તુર્ક લોકો આપણા હાથમાં આવી ગયા છે, તથાપિ આપણે તેઓને કશી ઇજા કરવી નથી; ફક્ત આપણે માર્જોર્કા પહોંચીએ, ત્યાં સુધી તેમને ઉપર આવવા દેવા નહીં એટલે થયું." માર્જોર્કા એ બેટ સ્પેનના તાબાનો હતો, એટલે ત્યાં પહોંચવાથી આપણને કશી બીતિ ન રહેતાં ત્યાંથી ઇંગ્લંડ જવા માટે પણ અડચણ પડશે નહીં, એમ તેમને લાગ્યું હતું,

સવાર થતાં તે તુર્ક લોકોમાંનો એક જણ ઉઠીને ઉપર આવવા લાગ્યો. ત્યારે તે એકલોજ હોવાથી તેને કોઇએ મનાઇ કરી નહીં. તેણે જોયું તો વહાણ પાછું અંગ્રેજ લોકોના તાબામાં

ગયું હતું અને તે માજોર્કા બેટની નજીકમાં આવેલું તેને જણાયું. આ ઉપરથી તેને મોટી નવાઇ લાગી, ને તે બહુ ભય પામવા લાગ્યો. તેણે ધીમે ધીમે નીચે જઇને આપણા ગાફલપણાનો પરિણામ શો આવ્યો તે વાત પોતાના લોકોને જણાવી. ત્યારે તે સર્વેના જીવ તાળવે આવી રહ્યા, ને તેઓ ઘણો ખેદ કરવા લાગ્યા. તેમણે પછી અંગ્રેજ કપ્તાનને વિનંતિ કરી કે, હવે અમારા ઉપર એટલો તો ઉપકાર કરો કે, "અમોને સ્પેનિયર્ડ લોકોને વેચાતા આપી દેશો નહીં; કારણ તે લોકો ગુલામો પર બહુ નિર્દયપણું ગુજારે છે એ બધાને જાણીતું છે." ત્યારે અંગ્રેજ કપ્તાન તથા સુકાનીઓએ તેમને ખાતરીપૂર્વક જણાવ્યું કે, "તમારા જીવન તથા સ્વતંત્રતાને અમારી તરફથી કોઈપણ પ્રકારે ધક્કો લાગશે નહીં." એમ કહીને તેઓએ વહાણ માજોર્કા બેટને બંદરે પહોંચે ત્યાંસુધી તે તુર્ક લોક કોઇની દૃષ્ટીએ ન પડે એવી તજવીજ કરી, આવું તેમનું મોટાપણું જોઇ તે તુર્કો બહુ વિસ્મય પામ્યા, ને તેઓ મનમાં બહુ શરમાવા લાગ્યા.

એ વહાણ બંદરમાં હતું તે વેળા બીજા એક અંગ્રેજ વહાણનો કપ્તાન તેનાપર આવ્યો. તેને આ કવેકર પંથના બંને ગૃહસ્થોએ બનેલો સર્વ વૃતાંત કહી સંભળાવ્યો, ને તુર્કોને ગુલામ કરીને ન વેચતાં આફ્રિકાના કિનારાના એકાદા ભાગ ઉપર છોડી દેવાનો પોતાનો મનસૂબો જણાવ્યો. ત્યારે તે આવેલો કપ્તાન બોલ્યો, "એવો ગાંડાઇ ભરેલો વિચાર તમે શો કર્યો છે? અરે, એ પ્રત્યે મનુષ્યના બદલામાં તમને બએસેં મોહરો મળશે, તે તમે ગુમાવી દો છો એ વિચાર કંઇ ઠીક નથી!" તેમણે ઉત્તર આપ્યો કે, "નહીં, નહીં, અમારાથી એવું કદાપિ થાય નહીં. અમને કોઇ આખો બેટ બક્ષીસ આપે તોપણ

અમે એવું કૃત્ય કરવાના નહીં!" એ સાંભળીને તે કપ્તાન વહાણ ઉપરથી ચાલ્યો ગયો. તેણે જો કે, 'હું આ વાત કોઇ આગળ જાહેર કરીશ નહીં,' એવું વચન આપ્યું હતું. તોપણ તે તોડીને સ્પેનિયર્ડ લોકોને એ સઘળી હકીકત કહી દીધી. ત્યારે તેમને તુર્ક લોકોને પકડવા માટે તે વહાણ ઉપર હલ્લો કરવાનો નિશ્ચય કર્યો. એ વાત વહાણ ઉપરના ક્વેકરપંથના બંને ગૃહસ્થો, એટલે કપ્તાન તથા સુકાનીના જાણવામાં આવતાંજ લાગલું તેઓએ ત્યાંથી વહાણ હંકારી દીધું, ને પોતાના બન્દીવાનોની મદદવડે, તે પછવાડે લાગેલા સ્પેનિયર્ડોના હાથમાંથી તેઓ છટકી નાઠા. તેઓ એક સરખા નવ દિવસ સુધી ભૂમધ્યસમુદ્રને કિનારે કિનારે ચાલવા ગયા, પણ બન્દીવાનોને સુરક્ષિત પણે છોડી દેવાનું નિર્ભય સ્થળ તેમને મળી આવ્યું નહીં. તેમ છતાં ગમે તેમ થાય તોપણ આ તુર્કોને ખ્રિસ્તી લોકોના દેશમાં છોડવા નહીં, એવો જે તેમનો સંકલ્પ હતો તેમાંથી તેઓ જરા પણ ડગ્યા નહોતા. વચગાળે એક વાર કૃતઘ્ન તુર્કોએ કંઇક યુક્તિ કરીને વહાણ પોતાને તાબે લેવાનો યત્ન કર્યો હતો; પણ કપ્તાન તથા સુકાનીએ તેઓની ખો બરોબર ભુલાવીને તેમના-પર પાકો જાપ્તો રાખ્યો, ત્યારે બાકીના ચાર ખલાસીઓ આ બંને જણાઓની વિરૂદ્ધ બડબડવા લાગ્યા કે "તમારૂં આ સાત્વિકપણું એકાદી વખત અમને ફસાવી દેશે, ને તુર્કોને હાથે અમે પકડાઇને ગુલામ થઈ જઇશું એવું જણાય છે!" તોપણ તે બંનેએ તેમની વાત ન સાંભળતાં વહાણ એમ ને એમ ચલાવ્યા કર્યું. આગળ જતાં વળી એક વાર તે વહાણ બીજા તુર્ક ચાંચિયા લોકોના હાથમાં સપડાવાનો પ્રસંગ આવ્યો હતો, છતાં તેવેળા પણ એ બંનેએ બિલકુલ ખુનરેજી ન થવાં દેતાં તે ચાંચિયાઓને

તેમને રસ્તે લગાડયા. છેવટે તે વહાણ બાર્બરી દેશને કિનારે પહોંચ્યું. ત્યારે અહીં આ તુર્કોને ઉતરવાને હરકત નથી એમ તેમને જણાયું, પણ એમને કેવી રીતે ઉતારવા એ વાત મોટા વિચારની થઇ પડી. તેમને હોડી આપીને તેમાં બેસાડી મોકલીએ તો કોણ જાણે તેઓ કદાચ તેજ હોડીમાં હથિયારબંધ થઇને પાછા આવે. ને આપણા વહાણોપર હલ્લો કરે: જો તેમની સાથે થોડાક ખલાસીઓ આપીને તેમને કિનારાપર મોકલીએ, તો તેઓ ખલાસીઓની સામા થઇને તેમને કદાચિત્ સમુદ્રમાં નાખી દે; વારૂ, એમની બે ટોળીઓ કરીને એક પછી એક મોકલીએ, તો પહેલી ટોળી જઇને ત્યાંના બીજા લોકોને ખબર કરે, ને તે તૈયાર થઈ ને, બીજી ટોળી અહીંથી કિનારાપર જતાં જતાં તો હોડીપર હલ્લો કરે; એ પ્રમાણે દરેક રીતે અડચણ આવી પડી. છેવટે હર્ટિંગે પોતે સર્વ તુર્ક લોકોને એકદમ કિનારાપર નિર્ભયપણે ઉતારવાનું માથે લીધું. એ પ્રમાણે તેઓ કિનારાપર પહોંચ્યા ત્યારે તેમણે અંગ્રેજ લોકોનો બહુ બહુ આભાર માન્યો; ને નમ્રતાપૂર્વક કહ્યું કે, અહીં આ પાસેના ગામમાં અમારી સાથે આવવાની તમે મેહેરબાની કરો તો યથાશકિત અમે તમારી પરોણાગત કરીએ. પણ અંગ્રેજ લોકોએ ઘણો લાંબો વિચાર કરીને તે વાત માન્ય રાખી નહીં,

પછી ત્યાંથી તેઓ એ પ્રમાણે તુર્કોને કિનારે ઉતારી દઇને પાછા વળ્યા; ને પવન અનુકૂળ હોવાથી થોડી મુદતમાં તેઓનું વહાણ ઈંગ્લાંડ આવી પહોંચ્યું. ત્યાં આવ્યા પહેલાં તો તે કપ્તાન તથા સુકાનીની વાત જ્યાં ત્યાં ફેલાઇ ગઇ હતી ને તેમનાં ઘણાં વખાણ થતાં હતાં. એટલામાં વહાણ ગ્રીનિચ બંદરે આવી પહોંચ્યાની ખબર બધાને પડી, ત્યારે રાજા પોતે, તેનો ભાઇ ડ્યુક ઑફ યૉર્ક (જે આગળ જતાં બીજા જેમ્સ રાજાને નામે

પ્રખ્યાત થયો તે), અને કેટલાક માનવંતા લોકો આ અનુપમ ઉદાર અંતઃકરણના ગૃહસ્થોને મળીને માન આપવા સારૂ બંદર ઉપર આવ્યા, પછી કિનારે ઉતર્યા બાદ આનંદના ઘોષ સાથે સર્વે લોકો તેમને મળ્યા. ને પછી રાજાએ ટામસ લર્ટિંગને કહ્યું, "તમે તે તુર્ક લોકોને મારી પાસે લઈ આવ્યા હોત તો ઠીક થાત." ત્યારે તેણે શાન્તપણે ઉત્તર વાળ્યો કે, "તેમને તેજ ઠેકાણે છોડી દેવા અમને ઠીક લાગ્યું, તેટલા માટે અમે તેમને અહીં લાવ્યા નહીં."

## ઉબર્ટોનું વૃત્તાંત.

ભૂમધ્યસમુદ્રના કિનારાપર જિનોઆ નામનું શેહેર પૂર્વે વેપારના સંબંધમાં બહુ પ્રસિદ્ધ હતું. ત્યાંની રાજ્યવ્યવસ્થા ઘણે ભાગે મોટા લોકોના હાથમાં રહેતી હતી; પરંતુ એક પ્રસંગે તે તેમના હાથમાંથી જઇને સામાન્ય લોકોએ ચૂંટી કાઢેલા લોકો પાસે ગઇ. આ લોક તરફથી નિમાયલી મંડળીનો પ્રમુખ ઉબર્ટો નામનો એક વેપારી હતો. તે મૂળથી ઘણી ગરીબ સ્થિતિનો હતો, પરંતુ પોતાના ડહાપણ તથા ઉદ્યોગના બળથી ઊંચા પદવીએ પહોંચ્યો હતો.

છેવટે તે મોટા કુલીન લોકોએ જ્યારે લાંબી મુદત સુધી ભારે પ્રયાસ કરીને નવીન સત્તાધારી મંડળીની પડતી આણીને તેમના હાથમાંથી રાજ્યાધિકાર પડાવી લીધો, ત્યારે તે સામાન્ય લોકોની મંડળી તરફથી આવી ખટપટ ફરીથી કદી થાય નહીં, તે માટે તેમણે સખ્ત ઉપાયો યોજ્યા. તેમણે ઉબર્ટો ઉપર રાજદ્રોહનું તોહોમત મૂકીને તેને કેદ કર્યો એટલુંજ નહીં પણ તેને જિનોઆમાંથી હદપાર કરવા શિક્ષા કરી ને તેની સર્વ માલમતા જપ્ત કરી સરકારમાં લઇ લીધી. તેને એ

શિક્ષા સંભળાવવા માટે અડોર્નો નામના નવા નિમાયલા એક માજીસ્ટ્રેટ આગળ લાવવામાં આવ્યો. તે માજીસ્ટ્રેટ કુલીન, સમજુ અને ઉદાર મનનો હતો; તોપણ તેને આ નવીન અધિકાર મળવાને લીધે તે મહાગર્વિષ્ઠ બન્યો હતો, તેમજ થયેલા બંડને લીધે પણ તે ખિજવાઇ ગયો હતો; તેથી કરીને ઉબર્ટોને ઉદ્દેશીને ઘણા ધિક્કાર સહિત તેને કહેવા લાગ્યો, "અરે, ભીખારી નીચ માણસ! જિનોઆના શ્રેષ્ઠ લોકોને પગ તળે કચરી નાંખવાનો યત્ન કરવાનું તેં સાહસ કર્યું છે. એ તારા અપરાધ માટે તો ભારે શાસન થવું જોઇતું હતું; તથાપિ જેમનો તે આવડો અપરાધ કર્યો છે, તેમણે તારાપર દયા કરીને તને માત્ર તારી મૂળ સ્થિતિએ પહોંચાડવાનીજ હલકી શિક્ષા કરી છે!"

ઉબર્ટોએ મનમાં કંઇ પણ જૂદો વિચાર ન લાવતાં શાન્તપણે થયેલી શિક્ષાની ખબર સાંભળી લીધી. પરંતુ પ્રત્યુત્તરરૂપે તેણે અડાર્નોને કહ્યું કે, "માજીસ્ટ્રેટ સાહેબ, તમે મારા ઉપર જે આવડો મોટો વાગ્બાણનો વરસાદ વરસાવ્યો, તેને માટે મને ધારતી રહે છે કે રખેને તમારે કોઇ વાર પશ્ચાત્તાપ કરવાનો વખત આવી પડે!" પછી તે શિક્ષાનો અંગીકાર કરીને ત્યાંથી નેપલ્સ ગયો. ત્યાં જેમની પાસે તેનાં નાણાં લેણાં હતાં તેવા કેટલાક વેપારીઓ તેને મળ્યા. તેમણે ઇમાનદારીથી તેના દેવા પૈસા તાબડતોબ તેને હવાલે કર્યા આથી જે કંઇ થોડીઘણી રકમ થઇ, તે લઇને ઉબર્ટો આર્કિપેલેગોના એક બેટમાં જઇને રહ્યો. આ ઠેકાણે તેણે વેપાર શરૂ કીધો, ને થોડાજ સમયમાં પોતાના આગ્રહથી ને ઉદ્યોગથી પુષ્કળ દ્રવ્ય સંપાદન કર્યું.

ઉબર્ટો કોઇ કોઇવાર કામકાજને માટે ટ્યુનિસ શહેરમાં જતો હતો. એ શેહેરના લોકોને ઇટાલીનાં ઘણાંક સંસ્થાનો સાથે ને વિશેષ કરીને જિનોઆ સંસ્થાન સાથે, ઘણોજ અંટસ હતો; પરંતુ વેનિસ સંસ્થાન સાથે તેમને સ્નેહભાવ હતો, ને આ ઉબર્ટો જે બેટમાં જઇને રહ્યો હતો તે બેટ વેનિસના તાબામાં હતો. ટ્યુનિસ શહેરના લોકો ઘણે ભાગે મુસલમાન હતા, ને તેઓ, લઢાઈમાં અગર બીજી રીતે પોતાના હાથમાં આવતા સર્વ ખ્રિસ્તી લોકોને ગુલામ કરતા હતા. એક સમયે ઉબર્ટો ત્યાંના કોઇ શ્રીમાન્ ગૃહસ્થનો બાગ જોવા ગયો હતો, ત્યાં એક નાની ઉમરનો અંગ્રેજ ગુલામ પગમાં બેડી પેહેરી તે બાગમાં ખોદવાનું કામ કરતો હતો, તે એની દૃષ્ટિએ પડયો. એને જોતાં ઉબર્ટોને બહુજ ખેદ થયો; તે છોકરો શરીરે દુબળો હોવાથી તેને તે કામ કરતાં બહુ કષ્ટ પડતું હોય એમ જણાતું હતું. કોદાળીવડે ખોદતાં ખોદતાં તેને ટેકો દઇને હાંફતા ઉભા રહેવું પડતું હતું, એટલુંજ નહીં પણ તેના મ્હોંમાંથી દુ:ખના નિસાસા નિકળતા હતા, ને આંખોમાંથી આંસુ પડતાં હતાં. ઉબર્ટોએ એને ઇટાલિયન ભાષામાં તે કોણ અને કયાંનો છે વગેરે હકીકત પૂછવાથી તેણે "જિનોઆના મુખ્ય માજીસ્ટ્રેટનો હું દીકરો છું," એમ કહ્યું. એ સાંભળીને તો ઉબર્ટો ચકિત થયો, પણ એ વેળાએ વધારે કંઇ પણ બોલ્યા વગર લાગલોજ તે ત્યાંથી ચાલ્યો ગયો.

જે કમાનના તાબામાં આ માજીસ્ટ્રેટનો છોકરો આવ્યો હતો, તેનો ઉબર્ટોએ તાબડતોબ શોધ કરાવ્યો ને તેની પાસે જઇને તેને પૂછયું કે "ફલાણા ફલાણા ગુલામ માટે તમે શી રકમ લેશો?" ત્યારે કમાન બોલ્યો, "એ છોકરો કોઈ માતબર મનુષ્યનો હોય એમ મને લાગે છે, તેટલા માટે હું

તેના બદલામાં પાંચ હજાર રૂપિયાથી કમતી લેનાર નથી." ઉબર્ટોએ લાગલીજ તે રકમ તેને ગણી આપી; ને એક નોકરના હાથમાં સારો પોશાક આપી તેની સાથે પેલા બાગમાં કામ કરનારા ગુલામ પાસે પાછો આવ્યો અને તેને કહ્યું કે, "તું હવે બંધનમાંથી મુક્ત થયો છે." વળી તેની બેડીઓ કાઢવામાં તેણે પોતેજ મદદ કરી, ને પોતાની સાથે આણેલો નવો પોશાક પોતાને હાથે તેને પેહેરાવ્યો. તે છોકરો આ બનાવ જોઇને ઘણો વિસ્મય પામ્યો, ને આ સ્વપ્ન તો નથી એમ તેને લાગવા માંડયું. પણ ઉબર્ટો લાગલોજ તેને પોતાના મુકામપર લઇ ગયો, ને તેની પ્રત્યે ઘણો હેતભાવ બતાવી તેને ભોગવવા પડેલા દુઃખને માટે અતિશય દિલગિરી દેખાડી ત્યારે તેની ખાતરી થઇ કે, આ ગૃહસ્થે પોતાની ઉદાર બુદ્ધિવડે મને બંધનમાંથી મુક્તજ કર્યો છે એમાં સંશય નથી.

ત્યાર પછી થોડાક દિવસમાં ઉબર્ટોએ એડોર્નોના છોકરાને પોતાની ગાંઠની વાટ ખરચી આપીને જિનોઆ રવાના કરવાની તજવીજ કરી. તેણે એડોર્નોના છોકરાને કહ્યું, "બચ્ચા, હું ઘણી ખુશીની સાથે હજુ પણ કેટલાક દિવસ તને અહીં મારે ઘેર રાખત, પરંતુ તને તારાં માબાપને મળવાની બહુ ઉત્કંઠા થઇ હશે, એ સારૂં હું તેમ કરતો નથી. ઘેર ગયા પછી તું તારા બાપને આ પત્ર આપું છું તે માત્ર વંચાવજે એટલે બસ. હું તને જલદી વિસરી જવાનો નથી, ને તેજ પ્રમાણે તું પણ મને વિસરી જશે નહીં એવી મને ઉમેદ છે." તે છોકરાએ ઉબર્ટોના આ અનુપમ ઔદાર્ય માટે તેનો ઘણો ઘણો આભાર માન્યો; ને પછી આનંદાશ્રુથી ભીંજાતો તેની રજા માગીને તે જિનોઆ જવા માટે વહાણમાં બેઠો, ને થોડા દિવસમાં ત્યાં સુખેથી જઇ પહોંચ્યો.

હવે આ અડોર્નોનો છોકરો ગુલામ તરીકે કેવી રીતે વેચાયો હતો તે અહીં કહેવાની જરૂર છે. તે પોતાના બાપના કહેવાથી વહાણમાં બેસીને કંઇ કામ સારૂ એક બંદરે જવા નિકળ્યો હતો, ત્યાં રસ્તામાં તે વહાણ ટ્યુનિસના લોકોએ પકડીને તેમાંના માણસોને ગુલામ બનાવ્યા હતા. તે સર્વેની સાથે આ છોકરાની પણ તેજ અવસ્થા થઇ હતી. પછી જ્યારે તે વહાણના ઘણા દિવસ સુધી સમાચાર મળ્યા નહીં, ત્યારે તે છોકરાનાં માબાપને લાગ્યું કે વહાણ વાવાઝોડાના તોફાનમાં આવી પડવાથી સમુદ્રમાં ડુબી ગયું હશે, ને તેમાં આપણો છોકરો પણ મરણ પામ્યો હશે. પણ ઉપર જણાવ્યા પ્રમાણે એકાએક તે સુખરૂપ ઘેર આવ્યો ત્યારે તેઓના આનંદનો પાર રહ્યો નહીં, ને તેને લીધે કેટલીક વાર સુધી તેઓના મ્હોંમાંથી શબ્દ પણ નિકળી શકયો નહીં! પછી થોડી વારે જયારે છોકરાએ બનેલી સર્વ હકીકત અડોર્નોને કહી સંભળાવી ત્યારે તે બોલ્યો, "આવી રીતે તારો છુટકો કરીને અમારા ઉપર જન્મોજન્મ સુધી પણ ફેડી ન શકાય એવો અનુપમ ઉપકાર કરનારો એ મનુષ્ય તે કોણ હશે ?" ત્યારે છોકરાએ કહ્યું "તે કોણ છે, અને કયાંનો છે, એ સર્વ હકીકત આ પત્ર ઉપરથી આપના જાણવામાં આવશે." એમ કહીને તેણે ઉબર્ટોએ આપેલો પત્ર તેના હાથમાં મૂકયો. તે અડોર્નોએ ફોડીને વાંચ્યો તો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:–

**અડોર્નો સાહેબ,**

"જિનોઆનો એક ભિખારી અને નીચ માણસ, જેણે તમને કહ્યુ હતું કે,'તમે મારાપર જે આવડો મોટો વાગ્બાણનો વરસાદ વરસાવ્યો, તેને માટે મને ધાસ્તી રહે છે કે રખેને તમારે કોઇ વાર પશ્ચાત્તાપ કરવાનો વખત આવી પડે !' તેજ

ભિખારી અને નીચ માણુસને પોતાની ભવિષ્ય વાણી ખરી પડવાથી મોટો સંતોષ થાય છે! અરે ગર્વિષ્ઠ મનુષ્ય ! જેણે તમારા એકના એક દીકરાને ગુલામગીરીમાંથી મુક્ત કરાવ્યો છે તેજ છું હું—

"હદપાર કરેલો ઉબર્ટો"

પત્ર વાંચીને અડોર્નોએ તે નીચે નાંખ્યો, ને કપાળે હાથ દઇ નીચું ઘાલીને તે બેઠો. તેના છોકરાએ ઉબર્ટોના ઔદાર્યનાં તથા પોતા પ્રત્યે બતાવેલા પુત્ર સરખા પ્રેમનાં પુષ્કળ વખાણ કરવા માંડયાં. હવે ઉબર્ટોના ઉપકારનો બદલો કેવી રીતે વાળવો તેના સંબંધમાં અડોર્નો મોટા વિચારમાં પડયો. પછી તેણે ઉબર્ટોને દેશનિકાલની જે શિક્ષા થયેલી હતી તે ફેરવવા માટે જિનોઆના મોટા લોકને વિનંતિ કરી. ઉબર્ટોના ઉપર તેમને જે અંટસ હતો તે વખત જવાથી આ વેળા ઘણો ખરો ઓછો થઇ ગયો હતો ને તેથી તેમણે અડોર્નોની વિનંતિ કબૂલ રાખીને તેને જિનોઆમાં પાછો આવવાની પરવાનગી આપી. એ પરવાનગીનો પત્ર ઉબર્ટોને અડોર્નોએ જાતે લખીને તેમાં તેના ઉત્તમ ગુણો માટે તથા પોતાપર કરેલા ઉપકારો માટે તેની બહુ સ્તુતિ કરી, અને તમે હવે પછી મારી સાથે નિરંતર સ્નેહ રાખશો એવી તેને વિનંતિ કરી. પછી થોડાજ સમયમાં ઉબર્ટો જિનોઆમાં પાછો આવ્યો, ને ત્યાં સંપત્તિ તથા કીર્ત્તિ મેળવીને લાંબી ને સુખી જીંદગી ગાળી.

---

## ફિલિપા રાણીની વાત.

ઇંગ્લંડના રાજા ત્રીજા એડવર્ડના સમયમાં ઇંગ્લંડ તથા ફ્રાન્સ દેશો વચ્ચે લઢાઈ ચાલી હતી. તે વેળાએ એડવર્ડ રાજાએ ફ્રાન્સના કેલે શેહેરને સુમારે વર્ષ સવા સુધી ઘેરો ઘાલી

રાખ્યો હતો; તોપણ તે શેહેર તેને હસ્તગત ન થતાં ઉલટાં તેના સૈન્યમાંનાં ઘણાંક માણસો મરણ પામ્યાં ને તેને ભારે નુકસાન થયું. આથી તે શેહેરના લોકોપર તે અતિશય ક્રોધે ભરાઇ દાંત પીસવા લાગ્યો. પછી જ્યારે શેહેરમાંના લોકોને અન્ન પાણીના સાંસા પડીને તેમને આપોઆપ મરવાનો વખત આવ્યો, ત્યારે તેઓ પોતાનું શેહેર તેને સ્વાધીન કરવા તૈયાર થયા. તે વખતે તેણે તેમને જણાવ્યું કે તમે તમારા જીવ તેમજ માલ-મતા સર્વ મને અર્પણ કરીને જો શેહેર મારે સ્વાધીન કરો તોજ તે વાત મારે કબૂલ છે; પરંતુ રાજાનું આવું કડક વર્તન ખુદ તેના સરદારોને પણ પસંદ પડયું નહીં, એ ઉપરથી તેણે નીચે પ્રમાણે પોતાની સરતમાં ફેરફાર કર્યો. તેણે એવું ઠરાવ્યું કે, "શેહેરના મુખ્ય લોકોમાંથી ૭ આસામી ઉઘાડે માથે ઉઘાડે શરીરે અને ઉઘાડે પગે માત્ર કાછોજ પહેરીને ગળામાં ફાંસીનાં દોરડાં નાંખી મારી આગળ આવે, તથા કિલ્લાની અને શેહેરના દરવાજાઓની કુંચીઓ મારે સ્વાધીન કરે, એટલુંજ નહીં પણ તે ૭ જણાઓને મારી ઇચ્છામાં આવે તે હું શિક્ષા કરૂં, તેઓનો શિરચ્છેદ પણ કરૂં, તે વાત તેઓ માન્ય કરે, તો બાકીના લોકોને હું જીવતદાન આપીશ." આ એડવર્ડ રાજાનો ઠરાવ શેહેરમાં જાહેર થતાં લોકોમાં ઘણો કલ્પાંત થઇ રહ્યો; કેમકે એ પ્રમાણે પોતાનો જીવ આપવા ઉદાર થનારા ૭ મનુષ્યો લોકોમાંથી મળી આવે એ ઘણુંજ મુસ્કેલ હતું.

પછી ઘણીક વાર સુધી વિચાર ચાલ્યા બાદ, યુસ્ટેસ ડી સેંટ પીરી નામનો એક ગૃહસ્થ કે જે ત્યાં સર્વમાં બહુ વજન-દાર ગણાતો હતો, તે આગળ આવીને મોટા આવેશથી લોકોને ઉદ્દેશીને બોલ્યો, "આવે વિકટ પ્રસંગે જે કોઇ આ સુંદર

શેહેરના બચાવ માટે પોતાનો જીવ આપવાને તૈયાર થશે, તેનું કૃત્ય ઇશ્વરની આગળ રજુ થઇને આ દેશ ઉપર તેનો મોટો ઉપકાર થશે. હું આ માત્ર મ્હોડેથી બોલું છું એમ નથી, પણ કેલે શેહેરના બચાવને માટે ખંડણીના ભાગ રૂપે હું મારૂં પોતાનું શિર ઇંગલંડના રાજાને અર્પણ કરવા તૈયાર છું!" એવું તે ગૃહસ્થનું બોલવું સાંભળી સર્વ લોકોનાં હૈયાં ભરાઇ આવ્યાં, ને સ્વદેશ માટે તેની આવી ભક્તિ જોઇને તેમનાં નેત્રોમાંથી ટપોટપ આંસુ પડવા લાગ્યાં! યુસ્ટેસનું આ અપૂર્વ વર્તન જોઇને, બીજા પાંચ માણસો પણ તેજ પ્રમાણે ઉદાર થઇને કેલે શેહેરના રક્ષણાર્થે જે કંઇ આવી પડે તે ભોગવવા લાગલાજ તૈયાર થયા. પછી તે છએ આસામીએ એડવર્ડ રાજાના હુકમ પ્રમાણે પોશાક વગેરે પહેર્યા; તે ખરેખર મનને ખેદ થવા જોગ હતા, તથાપિ સાર્વભૌમ રાજાના દરબારમાં સન્માનના ઝભાઓ મેળવવાથી જે યોગ્યતા ગણાય તેના કરતાં પણ તે પ્રસંગે તેમની યોગ્યતા અધિક હતી! પછી તે લોકો રાજા આગળ આવ્યા એટલે ધિક્કારયુક્ત ચહેરાથી તેમના તરફ જોયું, ને તમે હઠીલાપણું કરીને મારૂં વિનાકારણ નુકસાન કર્યું, ઇત્યાદિ સેકડો પ્રકારે અનેક કુવચનો કહીને તેમનો અતિશય તિરસ્કાર કર્યો અને લાગલોજ તેમને ફાંસી દેવાનો હુકમ કર્યો. આ વેળા રાજાના મોટા મોટા સરદારોએ તથા પ્રત્યક્ષ યુવરાજ પ્રિન્સ ઑફ વેલ્સે પણ એ લોકોને જીવતદાન આપવા સારૂ રાજાને ઘણી ઘણી વિનંતિ કરી સમજાવ્યો પરંતુ તેણે કોઇનું પણ જરાએ સાંભળ્યું નહીં.

છેવટે એડવર્ડ રાજાની રાણી ફિલિપાને આ મનુષ્યોની અતિશય દયા આવી, ને તેમના જીવ બચાવવા સારૂ બની શકે તેટલી ખટપટ કરવાનો તેણે નિશ્ચય કર્યો. ઇંગ્લંડથી રાજાની

છાવણીમાં આવ્યાને તેને થોડાજ દિવસ થયા હતા, ને તે મોટી ભાગ્યશાળી કહેવાતી હતી; કેમકે તેનાં પગલાં થયા પછી ઇંગ્લંડે મોટામોટા જય મેળવ્યા હતા. વળી આ વખતે તે સગર્ભા હતી. આ સર્વ કારણોને લીધે તેનો બોલ રાજા ઉથાપે એમ નહોતું જ્યારે પોતાના મધ્યસ્થપણા વગર રાજાનું અંતઃકરણ પીગળતું નથી એમ તેની ખાતરી થઇ, ત્યારે ઝટ લઇ તે પોતાની જગ્યા ઉપરથી ઉઠી, ને રાજા આગળ ઘુંટણિયે પડી આંખોમાં આંસુ લાવીને નમ્રતાપૂર્વક બોલી, "મહારાજ! આપના ચરણદર્શન માટે હું આવો સમુદ્રનો પ્રવાસ કરી દુઃખ વેઠીને અહીં આવી છું, તો મારી એક વાત આપ માન્ય નહીં રાખશો ? મારી એટલીજ યાચના છે કે કોઇ બીજી રીતે નહીં તો માત્ર મારા ઉપર કૃપા કરીને પણ આપ આ દુઃખી લોકોપર દયા કરશો. એમ કરવાથી આપનું મોટાપણું આ પૃથ્વીતળ ઉપર ગાજી રહેશે, તથા પરમેશ્વર આપનું કલ્યાણ કરશે !"

એડવર્ડ રાજાએ કંઇક વિચાર કર્યો, ને રાણીના મુખભણી જો ક્ષણવાર સ્તબ્ધ થઇ રહ્યો. પછી છેવટે બોલ્યો, "પ્રિયા ! શું કહું ? આજને પ્રસંગે તું અહીં ન હોત તો ઘણું સારૂં થાત ! હશે, પણ જે યોગ બનવાનો હોય તે બન્યા વગર રહે ? હું તારાં વેણ કેમ ઉથાપી શકું ? હવે આ છએ જણને તું તારા તાબામાં રાખ, ને ઇચ્છામાં આવે તેવી તેમની વ્યવસ્થા કર !"

તે દયાળુ રાણીને આ વાતથી મોટો હર્ષ થયો. તત્ક્ષણજ તે બંધીવાનોના પોશાક ઉતરાવી તેમને બીજા સારા નવા પેહેરવા આપ્યા, ને તે પ્રત્યેકને કંઇક બક્ષીસ આપીને મોટા આનંદથી તેમનો છુટકો કર્યો. કેલે શેહેરના સર્વ લોકોએ તેમજ અંગ્રેજ સૈન્યમાંના લોકોએ પણ રાણીના આ પરોપકારના ને દયાના કૃત્ય માટે તેની ઘણીજ સ્તુતિ કરી.

# મનનું મોટાપણું.

કેટલાક લોકો હલકા મનના હોય છે. તેઓ બીજાનાં છિદ્રજ ખોળતા ફરે છે તેથી તેમને છિદ્રાન્વેષી કહે છે. સામા માણસના નજીવા જેવા દોષો પણ ઉઘાડા કરવાને તેઓ ટાંપી રહેલા હોય છે. તેમજ બીજા તરફથી જાણી જોઇને નહીં, પણ ભૂલચૂકથી પણ તેમને એક જરા જેટલી ઇજા થઇ હોય છે તો તેઓ તેને માટે મોટું જુધ મચાવે છે, ને તે માટે તેનાપર ખાર રાખીને પ્રસંગ આવે તેનું વેર લેવા પણ ચૂકતા નથી. તેઓ પોતાના જેવો ધંધો કરનારા પ્રત્યેક મનુષ્યપર દ્વેષ રાખે છે, ને તેમાંના કોઇની દૈવયોગે જરાક ચઢતી થઇ, તો તેમનું મન તલપાપડ થઇ જાય છે.

જે લોકો મોટા મનના હોય છે, તેમની વૃત્તિ આ કરતાં કેવળ ઉલટીજ હોય છે. હલકા ને નજીવા અપકાર તો તેઓ મુદ્દલ મનપરજ લેતા નથી. તેમજ તેમને જલદી ક્રોધ આવતો નથી, ને આવ્યો તો તે બહુજ થોડી વાર સુધી ટકે છે. પોતાના જેવો ધંધો કરનારા કોઇ પણ મનુષ્યની ચઢતી થઇ તો તેમને પરમ આનંદ થાય છે, પછી તેમની પોતાની ચઢતી થઇ ન હોય તોએ તેની તેઓ ફિકર કરતા નથી. બીજાએ અમુક પરાક્રમ કર્યું, તો આપણે પણ યત્નપૂર્વક મેહેનત કરીને તેવું પરાક્રમ કરીએ એવી ઇચ્છા તેઓ રાખે છે, પણ બીજાના ઉપર દ્વેષબુદ્ધિ રાખતા નથી. ભૂલેચૂકે બીજા કોઇએ કંઇ અપરાધ કર્યો હોય ને તેથી તેમને મોટું નુકસાન થયું હોય તોપણ તેઓ તે માટે કશું મનમાં લાવતા નથી. તેઓ પોતાનું એકાદું કામ સાધવા માટે લુચ્ચાઇ, લબાડી અથવા કપટ કદી પણ કરતા નથી; ને પોતાના દોષ કબૂલ કરવાને કદી પણ આનાકાની કરતા નથી. મનની સમતા રાખવી ને પરોપકારની વૃત્તિ

રાખવી એ તો તેમનામાં મુખ્ય ગુણો હોય છે. એવી મનની પ્રૌઢતા જગત્‌માં ક્વચિત્ મળી આવે છે, ને તે જેમનામાં હોય છે તે પુરૂષોને ધન્ય છે.

## માસિડોનિયાના રાજા ફિલિપની વાત.

મહા પ્રખ્યાત સિકંદર બાદશાહના પિતા ફિલિપને એથન્સના લોકો સાથે બહુ અણબનાવ હતો. ત્યાંના મોટા મોટા વકતાઓએ ફિલિપના સંબંધમાં ખોટી ખોટી વાતો લોકોને કહીને તેને વિષે તેમનાં મનમાં ખોટો ભાવ બેસાડવાનો ક્રમ ચાલુ કર્યો હતો. આ વાત ફિલિપના દરબારી લોકોએ તેના કાનપર નાખી ત્યારે તે પ્રૌઢ મનનો મહાપુરૂષ બોલ્યો, "મારે આ બાબત કંઇપણ તજવીજ કરવાનું કામ નથી. તેઓ મારા વિરૂદ્ધ જે વાતો લોકોનાં મનમાં ભરાવી દે છે, તે તદન ખોટી છે એમ હું મારી પોતાની રહેણી કરણીથી જગત્‌ને દેખાડીશ એટલે થયું !"

એજ પ્રમાણે તેના એક નોકરે તેની કંઇ નિંદા કરી, ત્યારે તેને નોકરીપરથી દૂર કરો, એમ પોતાની પાસેના લોકોએ તેને કહ્યું, ત્યારે તે બોલ્યો, "ઉભા રહો, મારે હાથેજ તેને ખોટું લાગવા જેવું કંઇ બન્યું છે કે શું, તે પ્રથમ જોવું જોઇએ." પછી તપાસ કરતાં ખરેખરજ તેને એવું માલમ પડી આવ્યું કે તે નોકરે કંઇ મોટું કામ બજાવેલું હતું તે છતાં તેનો બદલો તેને મળેલો નહોતો. ત્યારે રાજાએ પોતાની ચૂક લક્ષમાં લીધી અને તે મનુષ્યને લોકોના કહેવા પ્રમાણે શિક્ષા ન કરતાં તાબડતોબ મોટું ઇનામ આપ્યું.

## શિવાજી રાજા, તેના સોબતી, અને એક બ્રાહ્મણ.

મહારાષ્ટ્રદેશમાં મરાઠી રાજ્યની સ્થાપના કરનાર મહારાજા શિવાજી ઔરંગજેબની મુલાકાતે દિલ્હી ગયો હતો, ત્યાં તેણે તેને દગાથી કેદ કર્યો; પરંતુ યુકિતવડે તે ત્યાંથી નિકળીને દક્ષિણમાં આવ્યો, એ હકીકત પ્રસિદ્ધ છે. પણ દક્ષિણમાં આવતાં વચમાંજ એક ચમત્કારિક બનાવ બન્યો.

શિવાજી દિલ્હીથી નિકળ્યો તે વેળા તેની સાથે તેનો પુત્ર સંભાજી, ને વખત આવે પોતાનો જીવ આપે એવા તેના પરમ મિત્રો યેસાજી કંક અને તાનાજી માલસુરા એઓ હતા. તે ચારે અતિતને વેશે પોતાના ગામ તરફ આવતા હતા; તથાપિ ઔરંગજેબે એવી દાંડી પિટાવી હતી કે શિવાજીને જે પકડી આપશે તેને બે હજાર મોહોર બક્ષીસ મળશે; એ ઉપરથી આખા મુલકમાં લોકો તેની શોધ કરવા મંડ્યા હતા. આને લીધે શિવાજીને લાગ્યું કે આપણે ચારે જણા સાથે ચાલીશું તો તેથી પકડાઇ જવાનો સંભવ છે. તેથી તેણે તાનાજી તથા યેસાજીને કહ્યું, "તમે બંને સંભાજીને સાથે લઇને પાર નિકળી જાઓ; હું એકલો પછવાડેથી આવું છું. વળી આપણે સર્વે જણા દક્ષિણમાં સુખરૂપ પહોંચ્યા તો ઘણુંજ સારૂં, અને નહીં તો કદાચ મારૂં ગમે તેમ થાય તોપણ હરકત નહીં. તમે સંભાજીને ગાદીપર બેસાડીને મારો હેતું પરિપૂર્ણ કરશો એટલે થયું."

પરંતુ આ વાત શિવાજીના સોબતીઓને રૂચી નહીં તેથી તેઓ સર્વે એકઠાજ ચાલ્યા, પણ આગળ જતાં એમ થયું કે, તેઓ મુર્શિદાબાદની નજીક આવતાં એક ઝાડીમાં થઇને ચાલતા હતા તેવામાં એક મોટો વાઘ તેમનાપર ધસી આવ્યો. શિવાજીએ પોતાના બંને સોબતીઓને સંભાજીને સંભાળવાનું કહી પોતાના

સોટાવડે વાઘની ખબર લેવાનો નિશ્ચય કર્યો. અહા ! શું તેનું ધૈર્ય અને શૌર્ય ! તેણે વાઘ પોતાના ઉપર ધસી આવ્યો કે તુરતજ પોતાનો સોટો એટલા જોરથી તેને માર્યો કે તે વ્યાકુળ થઇ ગયો; પરંતુ ફરીથી બે ત્રણ વાર નજર ચુકવીને તે તેમના ઉપર ધસી આવવા લાગ્યો, ત્યારે શિવાજીએ આગળની પેઠેજ તેને સપાટો લગાવતાં તેના સોટાના બે કકડા થયા ! એ ઉપરથી વાઘને બહુજ આવેશ આવ્યો, ને તેણે મોટા જોસથી શિવાજી ઉપર ફલંગ મારી, એટલામાં તાનાજી એકદમ દોડી આવ્યો, ને તેણે વાઘને પોતાના સોટાનો એક એવો જબરો સપાટો લગાવ્યો કે તેનાથી બીહીને જે નાઠો તે પાછો નજરે પડયો નહીં. પરંતુ વાઘના છેવટના ધસારા વખતે તેનો પંજો શિવાજીની ડાબી ખાંધપર લાગવાથી ત્યાં તેને ભયંકર જખમ થયો હતો. આ જોઇને તાનાજી પાણી લાવ્યો, ને યેસાજીને જખમ ઉપર લગાડવાનું કંઇ ઝાડપાલાનું ઔષધ માલમ હતું તે લેવા સારૂ તે ઝાડીમાં ગયો. સારે નસીબે તેને જલદીથીજ તે વનસ્પતિ મળી આવી. પછી તેમણે તે જખમ ધોઇને તેપર બાંધી.

પછી હળવે હળવે તેઓ મુર્શિદાબાદ ગયા. ત્યાં પહોંચ્યા ને થોડી વાર થઈ નહીં એટલામાં શિવાજીને એકાએક તાવ ચઢી આવ્યો, ને સર્વે ગભરાઇ ગયા. શું કરવું તે તેમને કંઇ સુઝ્યું નહીં. 'ખુલ્લી હવામાં રહેવાથી આવે પ્રસંગે અનેક ઉપદ્રવ થવાનો સંભવ છે. કોઇને ઘેર જઇ રહેવાનો વિચાર કરીએ તો તે મળવાનાજ વાંધા લાગે છે. રહેઠાણ વખતે મળી આવ્યું તો પણ કદાચિત્ આપણા મ્હોંમાંથી એકાદો શબ્દ ભૂલથી નિકળી ગયો, ને આપણે કોણ છિયે તે એ અહીં પ્રસિદ્ધ થયું, તો આપણા પ્રાણ રહેવા મુસ્કેલ છે; પરંતુ જે બને તે ખરી, પણ રહેઠાણ કોઇ પણ સ્થળે કરવું જોઇએ.' આ પ્રમાણે અનેક બાબતના

વિચાર કરી તેમણે છેવટે નિશ્ચય કીધો. તેમણે ઘણાકો આગળ વિનંતિ કરી; પણ કોઇ જગ્યા આપે નહીં. છેવટે વિનાયક દેવ નામનો કોઇ મહાવિદ્વાન્ અને દયાળુ બ્રાહ્મણ તેમને મળ્યો. તેણે પોતાના ઘરમાં તેઓને રહેવાની સગવડ કરી આપી. આ બ્રાહ્મણ મૂળ ગૃહસ્થાશ્રમી હતો, પરંતુ તેનાપર કોઇ ભયંકર પ્રસંગ આવી પડવાથી તેણે વૈરાગ્ય ધારણ કર્યો હતો, ને કોરૂં અન્ન માગીને તે ઉપર નિર્વાહ, કરતો હતો. તેના ઘરમાં ફક્ત એક તેની મા હતી, તેની સેવા ચાકરી કરવામાં ને બને તેટલો પરોપકાર કરવામાં તે નિમગ્ન રહેતો હતો.

આ બ્રાહ્મણને ઘેર રહ્યા બાદ શિવાજીને આરામ પડવા લાગ્યો. પણ પ્રકૃતિ બરોબર સારી થવાને તો હજુ ઘણો વખત લાગશે એમ ધારી મેં સ્થાપન કરેલા રાજ્યનો પાયો મારી પછવાડે ખસવો જોઇએ નહીં એવા હેતુથી શિવાજીએ તાનાજી તથા યેસાજીને કહ્યું કે, તમારે હવે અહીં ક્ષણભર પણ ન રહેતાં સંભાજીને લઇને દક્ષિણમાં જવુંજ જોઇએ.” આ તેનું બોલવું સાંભળીને તેઓ બહુ દુઃખી થયા; કેમકે શિવાજીને એવી સ્થિતિમાં મૂકીને જવું એ તેમને જરાએ ઠીક લાગ્યું નહીં, પરંતુ તેની આજ્ઞા તો તેમણે માથે ચઢાવવી જોઇએ, તેથી તેમણે તે વાત કબૂલ રાખી. તથાપિ તે બંનેએ એકાંતમાં પરસ્પર એવો વિચાર કર્યો કે, યેસાજીએ સંબાજીને લઇને દક્ષિણમાં જવું ને તાનાજીએ મુર્શિદાબાદમાં શિવાજીથી છાના કામ પડે તો તેની સાથે થવાને રહેવું. પછી તેમણે વિનાયક દેવને કહ્યું કે, ‘અમે ત્રણે (યેસાજી, તાનાજી ને સંભાજી) કંઇ બાધા મૂકવા સારૂ કાશીએ જઇએ છિયે, તેથી ત્યાંથી આવીએ ત્યાં સુધી અમારા આ ભાઇની (શિવાજીની) કૃપા કરીને બરદાસ્ત રાખજો.” એમ કહીને તેઓ તેના ઘરમાંથી નીકળી ચાલ્યા.

બ્રાહ્મણ નિત્ય ભિક્ષા માગી લાવીને પોતાનો, પોતાની માતુશ્રીનો, ને શિવાજીનો નિર્વાહ કરતો હતો. કેટલાક દિવસ પછી શિવાજી સાજો થયો ત્યાર બાદ એક વાર તે બ્રાહ્મણને ભિક્ષા બહુ થોડી મળવાને લીધે. તેણે અન્ન રાંધીને પોતાની માતાને તથા ગોસાંઇને ( શિવાજીને ) પિરસ્યું, પોતે અપવાસી રહ્યો ! આ વાતની શિવાજીને ખબર પડી ત્યારે તેને ઘણું દુઃખ લાગ્યુ ને મનમાં બોલ્યો, બ્રાહ્મણોનું પ્રતિપાલન કરવું એ મારૂં પણ છતાં હું ખાઉં અને બ્રાહ્મણ અપવાસી રહે એ કેટલું બધું અનુચિત છે ! અરે, કોણ જાણે, આજપર્યંત એણે મારે માટે આવા કેટલાએ અપવાસ કર્યા હશે !" આ વિચાર મનમાં આવવાથી તે બહુ દુઃખી થયો. પછી તે મહાપુરુષનો બદલો કેવી રીતે વાળવો, ને તેનું દારિદ્ર કેવી રીતે ફીટાડવું એ વિચાર તેના મનમાં ઘોળાવા લાગ્યો. પણ એ વાતનો કંઇ રસ્તો તેને સુઝયો નહીં હું એને મારી સાથે દક્ષિણમાં લઇ જાઉં, પણ વૃદ્ધમાતુશ્રી સહિત એ આવવાની હા પાડશે નહીં. દક્ષિણમાં પહોંચ્યા પછી હું એને દ્રવ્ય મોકલી આપું. પણ આ સંકટમાંથી બચીને ત્યાં પહોંચીશજ એની ખાત્રી શી ? એમ વિચાર કરતાં એ મહાન્ પુરુષને એક વિલક્ષણ કલ્પના સુઝી આવી. તેણે તે બ્રાહ્મણ પાસે લખવાનાં સાહિત્ય મંગાવીને એક લખોટો લખી× તૈયાર કર્યો. તે લઇને ત્યાંના સુબેદાર પાસે જવા માટે તેણે તે બ્રાહ્મણને કહ્યું. સુબેદારના હાથમાં લખોટો જતાં તેણે તે ફોડીને જોયો, તો તેને આ નીચેનો હેવાલ તેમાં લખેલો જણાયો:—

---

× શિવાજીને લખતાં આવડતું નહોતું એમ કહેવાય છે. પણ ખાતરી લાયક આધારોપરથી હવે સમજાય છે કે, તેને થોડું ઘણું કામ પૂરતું આવડતું હતું.

"શિવાજી આ બ્રાહ્મણને ઘેર છે. એની સાથે આવો, ને ખુશીથી પકડો. માત્ર જાહેર કરેલી બે હજાર મોહોરોની બક્ષીસ આ બ્રાહ્મણને આપવી જોઇએ, બ્રાહ્મણને બક્ષીસ આપતાં વિશ્વાસઘાત કરીને જો શિવાજીને પકડવાનો યત્ન કરશો, તો માત્ર પશ્ચાત્તાપ કરશો."

અહાહા ! કેટલું બધું આ મહાત્માનું મોટું મન ! હવે આ પત્ર લખતાં પહેલા એક વાત તેના મનમાં આવી હતી તે એ કે, હું પકડાઇશ તો મારી પછવાડે મેં આરંભેલા કામનું કેમ થશે? પણ લાગલોજ તેણે વિચાર કર્યો કે, સંભાજી સુરક્ષિતપણે દક્ષિણમાં પહોંચ્યો તો ઠીકજ છે, પણ તેમ કદાચ દુર્દૈવને લીધે ન બન્યું તો દેશનો ભાગ્યોદય થવાનો હશે તો મારા જેવો કિંવા મારા કરતાં પણ વધારે યોગ્યતાવાળો બીજો પુરુષ નિપજીને તે કાર્ય પરિપૂર્ણ કરશે.

હવે પેલો પત્ર વાંચતાજ સુબેદારને વિલક્ષણ આનંદ થયો. તેને એમ લાગ્યું કે હું એકદમ શિવાજીને દિલ્હી લઇ જઇને બાદશાહ આગળ રજુ કરીશ તો તે મારા ઉપર ખુશી થઇને મને એકાદો પ્રાંત બક્ષીશ આપશે. શિવાજીને તેણે દિલ્હીમાં જોયો હતો, તેથી તેને ઓળખવાની એને અડચણ પડે તેમ નહોતું. હવે બ્રાહ્મણને બક્ષીસ આપવાની તે બાદશાહ પાસેથી અપાવવી એમ તેણે ધાર્યું; પરંતુ તે તુરતજ તેને આપ્યા વિના શિવાજીને પકડીશ તો બ્રાહ્મણ ગડબડ કરશે. ને તેથી શિવાજીને ગુપ્તપણે દિલ્હી લઇ જવાનો મારો હેતુ સધાશે નહીં, એમ લાગવાથી તેણે ગાંઠનીજ બે હજાર મોહોરો લીધી, અને દશબાર આબરૂદાર માણસો સહિત બ્રાહ્મણને ઘેર આવ્યો. શિવાજીને તત્કાળ ઓળખ્યો; અને બ્રાહ્મણની આગળ મોહોરોની થેલી નાંખીને શિવાજીને પકડી લઇ ચાલતો થયો. પણ એકાએક

આ બનાવ જોઇને બ્રાહ્મણનું મન ઘણું દુઃખી થઇ ગયું. ગોસાંઇએ ચીઠ્ઠી આપી તે શું, હું સુબેદાર આગળ ગયો તે શું, આ બધું તેને કંઈ સમજાયું નહીં, ને તે બાવરો બની ગયો. તેના જીવને જરાએ ચેન પડયું નહીં. તેણે પોતાની આગળ પડેલી થેલીને લાત મારીને બાજુએ ધકેલી દીધી; ને પોતાનો આશ્રય લઇ રહેલા પરોણાને યવનોને હાથે પકડવાના કામમાં ઘેરસમજથી હું કારણભૂત થયો, એમ જાણીને તેણે અત્યંત શોક કરવા માંડયો. આવી દુઃખી અવસ્થામાં એકાએક તેણે તાનાજીને પોતાભણી આવતો જોયો; પકડી લીધેલા ગોસાંઇના કાશી ગયેલા ત્રણ ભાઇઓમાંનો આ એક છે, એમ તત્કાળ તેને જોતાંની વાર તેની ખાત્રી થઇ. ત્યારે હવે એને પોતાને ઘેર રહેલા ભાઇને શું કહેવું, એમ વિચાર આવવાથી બ્રાહ્મણને અતિશય દુઃખ થયું. શિવાજીને સુબેદારે પકડી લીધો એ તાનાજીએ જોયુંજ હતું. કારણ તે અહોરાત્ર બ્રાહ્મણના ઘરની આસપાસજ કંઇ રહેતો હતો. પોતાની નજર આગળ પોતાના પ્રાણ થકી પણ પ્રિય સ્વામીને લઇ જતો જોતાંજ તાનાજીના મનની જે સ્થિતિ થઇ, તેનું વર્ણન કરવું અશકય છે! છેવટે, થનાર હોય તે થાઓ, પણ જ્યાં શિવાજી ત્યાંજ હું એવો વિચાર કરીને તેણે નિશ્ચય કર્યો કે, શિવાજી ઉપર કંઇ આફ્ત આવી પડે તો પોતાનો જીવ જતાં સુધી પણ બચાવ કરવાનો યત્ન કરવો. પછી કેટલીક વાર સુધી તે સુબેદારની પછવાડે પછવાડે ગયો. આગળ જતાં સુબેદાર શિવાજી સહિત પોતાના વાડામાં પેઠો. ત્યારે તાનાજી પણ તેની પાછળ જવા લાગ્યો; પણ તેને અંદર કોઇએ જવા દીધો નહીં ત્યારે નિરાશ થઇને તે ગાંડાની પેઠે આંમ તેમ ફરવા લાગ્યો. એટલામાં તેના મનમાં એમ આવ્યું કે, આ બનાવ કેવી રીતે બન્યો એટલું.

તો હું બ્રાહ્મણ પાસેથી જાણી લઉં. તેથી ઉપર જણાવ્યા પ્રમાણે બ્રાહ્મણ કલ્પાંત કરતો હતો, તે વેળા તેની આગળ તે ગયો. બ્રાહ્મણને શોકથી વિહ્વળ થયેલો જોતાં તાનાજીને અધિક દુઃખ થયું; તથાપિ તે સર્વ દુઃખ દબાવાય તેટલું દબાવીને તે બ્રાહ્મણ પાસે જઇને બેઠો, ને તેના મનનું શાન્ત્વન કરી બોલ્યો, " મહારાજ ! હવે વ્યર્થ શોક કરીને શું પ્રયોજન છે ? આ અમારા ભાઇને પકડી લઇ જવાનું કારણ શું એ મને માલમ છે. પણ તેના સંબંધમાં પેહેલાં આપના ઘરમાં શું શું થયું તે મને સવિસ્તર કહો." એ ઉપરથી, શિવાજીએ પત્ર આપ્યો ત્યાંથી છેવટ સુધીની સર્વ હકીકત બ્રાહ્મણે તાનાજીને કહી. એ સાંભળીને તાનાજીએ પૂછ્યું, " મહારાજ, મારો ભાઇ હમણાં હમણાં કંઇ અતિશયજ દુઃખી હતો કે શું ? કિંવા આપને આ છેલ્લા દિવસોમાં તેને માટે હમેશ કરતાં કંઇ વધારે કષ્ટ સહન કરવું પડયું હતું કે કેમ ? જે હોય તે આપ સંકોચ ન કરતાં સર્વ કહો." બ્રાહ્મણે કહ્યું, ' કદાચ મારે કરવો પડેલો અપવાસ તે ગોસાંઇની નજરે આવેલો હોવો જોઇએ.' એ સાંભળતાંજ, જેમ કોઇ મનુષ્ય અંધારામાંથી એકદમ અજવાળામાં આવે તેવી તાનાજીની સ્થિતિ થઇ. શિવાજીનો સ્વભાવ તે સારી પેઠે જાણતો હતો, તેથી બ્રાહ્મણનો ઉપકાર ફેડવા માટેજ શિવાજીએ પોતાને આ સંકટમાં નાખેલો હશે એવું તેના ધ્યાનમાં આવ્યું; ને તેને લીધે શિવાજી ઉપરનો તેનો પ્રેમ, પૂજ્ય બુદ્ધિ, અને આ બનાવને લીધે થયેલો શોક એ વિકાર એકઠા થઇને તેના નેત્રોમાંથી આંસુની ધારા વેહેવા લાગી ! છેવટે અમે ખરેખરા કોણ છિયે એ વાત બ્રાહ્મણને જણાવીને તેની સહાયતાથી શિવાજીને છોડાવવાના યત્નમાં મંડવું એવો તેણે વિચાર કર્યો. કેટલાક દિવસોના

સહવાસને લીધે બ્રાહ્મણના મનનું મોટાપણું તેને બરોબર જણાઇ આવ્યું હતું, તેથી તેને ગુપ્ત વાત કહીશું તો તે બહાર ફુટશે એ ભીતિ તેને મુદ્દલ નહોતી. પછી તેણે જ્યારે પોતે કોણ, ક્યાંના રહેવાસી વગેરે હકીકત પહેલીથી છેવટ સુધી બ્રાહ્મણને જણાવી, ત્યારે તેને મોટો વિસ્મય લાગ્યો; ને હીંદુઓનો છળ કરનારાઓનો નાશ કરવા સારૂજ જેનો જન્મ થયો છે એવો શિવછત્રપતિ (શિવાજી) યવયોના તાબામાં ફરીથી સપડાયો, ને વળી તેમ થવામાં કારણભૂત હુંજ થયો, એ મારે હાથે મોટું ઘોર પાતક થયું છે, એવો વિચાર મનમાં આવવાથી તે વળી પાછો ઘણો દુઃખી થયો. પણ હવે શું કરવું એ માટે તાનાજીની સાથે તેણે મસલત કીધી અને પછી તાનાજી સુબેદાર તરફની બાતમી મેળવવા સારૂ તેના વાડા આગળ ગયો; ત્યાં તેણે ઘણા ચાતુર્યથી ગુપ્ત બાતમી મેળવી કે એજ રાત્રે બાર વાગતે વીશ માણસો સાથે પકડી લાવેલા માણસને લઇને સુબેદાર સાહેબ દિલ્હી જવા સારૂ નિકળવાના છે. આ બાતમી મળતાંજ તે પાછો બ્રાહ્મણને ત્યાં આવ્યો. પછી એ સંબંધી બંનેને ઘણીક વાર સુધી વાતચિત થઇ ને છેવટે એમ ઠર્યું કે, સુબેદારે આપેલી ઠેલીમાંથી જોઇએ તેટલો ભાગ ખરચ કરીને પચાસ હથિયારબંધ જુવાન તૈયાર કરવા; ને તેમની સાથે તાનાજીએ જે ઝાડીમાં શિવાજીની ને વાઘની લઢાઇ થઇ હતી, ત્યાં તાબડતોબ જઇને સંતાઈ રહેવું. એ પ્રમાણે તૈયારી થતાંજ તાનાજી પઠાણનો પોશાક ધારણ કરીને તે પચાસ યોદ્ધાઓને સાથે લઇને સંધ્યાકાળ પછી ચારેક કલાકે તે ઝાડીમાં જઇને ભરાઇ બેઠો.

મધ્ય રાત્રી વીતી ગયા પછી સુબેદારની સ્વારી વીશ સિપાઇઓ સહિત શિવાજીને લઇને તે ઝાડી આગળ આવી

પહોંચી. આવતાંની સાથેજ તાનાજીના માણુસોએ મોટો ગોધાટ કરીને તે લોકોપર હલ્લો કર્યો. સુબેદારની પાસે તાનાજીના કરતાં માણુસો થોડા હતા, તેને લીધે આ અચાનક છાપાનો પરિણામ શો થયો એ વાંચકોના ધ્યાનમાં સહજ આવશે; થોડા વખતમાં તાનાજીના માણુસોએ સુબેદાર તથા તેની સાથેના સિપાઇઓને કાપી નાખ્યા, અને તાનાજીની ઇચ્છા પ્રમાણે તેને પોતાને તથા શિવાજીને ત્યાંજ મૂકીને પચાસે માણુસ શહેરમાં પાછા ચાલ્યા ગયા.

પછી શિવાજીએ આ સઘળો બનાવ કેવી રીતે બન્યો તેની હકીકત તાનાજીને પૂછી તે સાંભળીને, તાનાજી ને યેસાજીનો પોતા પ્રત્યેનો અત્યંત પ્રેમ, અને તે બ્રાહ્મણુના અલૌકિક ગુણુ જોઇને તેનું હૃદય અતિશય દ્રવિત થઇ ગયું. પછી સુમારે મહિના દોઢ મહિનામાં શિવાજી, તાનાજી, અને યેસાજી તથા સંભાજી એ સઘળા સાથેજ દક્ષિણુમાં સહીસલામત આવી પહોંચ્યા. આગળ જતાં શિવાજીએ મોટાં મોટાં પરાક્રમ કરીને મરાઠી રાજ્યનો કેવી રીતે ઉદય કીધો, એ હકીકત ઇતિહાસમાં પ્રસિદ્ધજ છે.

## ઇંગ્લંડનો ત્રીજો વિલ્યમ રાજા અને તેના દરબારનો ઉમરાવ.

ઇ૦ સ૦ ૧૬૮૮માં ઇંગ્લંડમાં રાજ્યની મોટી ઉથલપાથલ થઇ, ને બીજો જેમ્મ રાજા પદભ્રષ્ટ થયો, ને ત્રીજો વિલ્યમ ગાદીપર બેઠો. પદચ્યુત થયેલો જેમ્સ રાજા ફ્રાન્સ દેશમાં જઇ રહ્યો હતો; તેની સાથે જે કોઇ પત્રવ્યવહાર રાખશે તે રાજદ્રોહના ગુન્હાને પાત્ર થશે એવો ઇંગ્લંડની દરબારમાં ઠરાવ થયો હતો. તેમ છતાં કેટલાક ઉમરાવો જેમ્સ રાજા સાથે ગુપ્ત રીતે

પત્રવ્યવહાર ચલાવતા હતા. તેઓમાં અર્લ ઑફ્ ગૅાડૅાલ્ફિન એ નામનો એક ઉમરાવ હતો. તે કુલીન હતો તેથી લોકોમાં તેનું વજન સારૂં હતું. તેની સાથે તેના ગુપ્ત પત્રવ્યવહારના ગુન્હાને માટે વિલ્યમ રાજાએ જે વર્તન ચલાવ્યું તે ઘણુંજ યોગ્ય અને મોટું મન દર્શાવનારૂં હતું. તેણે તે ઉમરાવને પોતાની પાસે એકાંતમાં બોલાવીને તેના હાથના પત્રો જે પકડાયા હતા તે દેખાડયા; અને તેને કહ્યું, "તમારા મનમાં આગલા ધણીને માટે જે પૂજ્ય બુદ્ધિ ને આસ્થા રહેલી છે તે બહુ પ્રસંસનીય છે. પરંતુ તમારે કાળને પણ માન આપવું જોઈએ. સ્વામિભકિતના આવેશમાં પોતાના હાલના ધણીને હાનિ પહોંચાડનારી બાબત કરવાને તમે પ્રવૃત્ત થાઓ છો; એને કોઇ પણ શાણો માણસ સારૂં કહેશે નહીં. તમે સુજ્ઞ છો, તેથી તમને વધારે કહેવાની જરૂર નથી. જે વાત થઇ ગઇ તે થઇ ગઇ, પણ હવે તમે આ રીત છોડી દેશો તો મને બહુ આનંદ થશે, ને આજ સૂધીની તમારી વર્તણુક કંઇપણ મનમાં ન લાવતાં હું તમને અત્યંત વિશ્વાસુ ઉમરાવ તરીકે ગણીશ." એમ કહીને રાજાએ તે ઉમરાવના મનમાં પોતાને માટે બિલકુલ શંકા રહે નહીં તેટલા સારૂ લાગલાજ તે પત્રો ત્યાંના ત્યાં બાળી નાખ્યા ! રાજાની આ અલૌકિક મનોવૃત્તિ જોઇ તે ઉમરાવનું હૃદય પિગળી ગયું, ને તેણે રાજા પાસે ક્ષમા માગી. પછી તેણે વિલ્યમ રાજાના સંબંધમાં પોતાની વર્તણુક એટલી ઉત્તમ રાખી, કે રાજા તેને પોતાના જીવજાન મિત્ર તરિકે માનવા લાગ્યો.

## હાવાન્નાનો ગવર્નર.

બે દેશોને પરસ્પર અણુબનાવ થાય છે ત્યારે તે પ્રત્યેક દેશ એમ ધારે છે કે સામાને બને તેટલો ત્રાસ આપવાનો

પોતાને હક છે. વળી તેઓ એક બીજાના દેશમાં પોતાનાં સૈન્યો લઢવાને તથા લૂટ ચલાવવાને માટે મોકલે છે; તેમજ પોતપોતાની મનવારો લઇને સમુદ્રમાં પણ તેઓ લઢાઇઓ કરે છે. આવા મહા અનર્થને પ્રસંગે, કે જે સમયે પ્રત્યેક પક્ષના લોકોને પ્રતિપક્ષીનો બની શકે તેટલો નાશ કરવા શિવાય બીજું કંઇજ સુઝતું નથી, તેવે પ્રસંગે જે લોકો શત્રુઓપર ઉપકાર કરે છે, અથવા નિદાન તેઓની સાથે ન્યાયથી વર્તે છે, તે ખરેખરા મોટા મનના ગણી શકાય છે અને તેવાઓને ધન્ય છે એમાં સંશય નથી.

ઇ૦ સ૦ ૧૭૪૬ માં ઇંગ્લંડ અને સ્પેન એ બે દેશો વચ્ચે લઢાઇ ચાલતી હતી. તેવામાં લંડનનું 'એલિઝાબેથ' નામનું પુષ્કળ કીમતી માલથી ભરેલું વેપારી વહાણ અમેરિકા જતું હતું; તે જમેકા અને કયૂબા એ બેટો આગળ હતું તેટલામાં તેમાં એક ગાબડું પડયું અને તેમાં પાણી આવવા લાગ્યું. આથી તે જલદીથી ડુબી જશે એવી બધાને ધાસ્તી લાગવા માંડી. વહાણ ઉપરના લોકોએ પોતાનો જાન બચાવવાને તેને હાવાન્ના નામના બંદર આગળ આણ્યું. પરંતુ તે બંદર સ્પેનના તાબાનું હોવાને લીધે, તથા સ્પેન અને ઇંગ્લંડની વચ્ચે ઉપર કહ્યા પ્રમાણે લઢાઇ ચાલતી હોવાને લીધે, વહાણુપરના લોકોને લાગ્યું કે, અહીંના લોકો આપણને કેદ કરશે, ને આપણું વહાણ તથા માલ કબજે કરશે એમાં શક નથી. ત્યારે વહાણ ઉપરના કપ્તાનને વિચાર કર્યો કે મારી મેળેજ હું વહાણ તથા માલ જઇને ગવર્નરના તાબામાં સોંપીશ તો તેની તરફથી કદાચ મને તથા મારા માણસોને વધારે ત્રાસ ન થતાં અમારો સર્વનો છુટકો થશે. પછી તે પ્રમાણે તેણે ગવર્નર પ્રત્યે જઇને વિનંતિ કરી કે, "આપ આ વહાણ માલ સહિત તાબામાં લો, અમારે કશો વાંધો નથી. માત્ર

અમોને કેદ ન કરતાં છોડી દેવાની મેહેરબાની કરશો એટલે બસ." પરંતુ ગવર્નરે તેને કહ્યું, "અમારે તમારૂં વહાણ કિંવા માલ સમુળગો જોઇતો નથી. તમે શત્રુભાવથી જો અહીં આવ્યા હોત તો તે વાત જૂદી હતી; પણ તમે સંકટમાં પડવાને લીધે જીવ બચાવવા સારૂ અહીં આવ્યા છો, તે માટે તમને કોઇ પણ પ્રકારે હેરાન ન કરતાં ઉલટી મદદ કરવી એ મારો ધર્મ છે. તમે તમારા વહાણુપર જાઓ; અમારા તરફની જરાપણ કાળજી રાખશો નહીં. તમને તમારૂં વહાણ સમું કરવા માટે જે ખરચ થાય તેટલો પૈસો ઉત્પન્ન થવા પૂરતો તમારો માલ પણ જોઇએ તો તમે અહીં વેચો; તે પછી તમારી સઘળી સગવડ બરાબર થયા બાદ ખુશીથી નિર્ભયપણે ચાલ્યા જાઓ." આવું તે ગવર્નરનું વર્તન જોઈ કપ્તાતને ને તેના માણસોને કેટલું નવાઈ ભરેલું લાગ્યું હશે ? ને તેના ઉમદા વિચાર અને મન માટે તેમણે કેટલાં વખાણ કીધાં હશે ?

પછી 'એલિઝાબેથ' વહાણના કપ્તાને તે વહાણ થોડાક દિવસમાં દુરસ્ત કર્યું. બાદ ત્યાંથી નિકળતી વખતે તે સર્વ લોકો ગવર્નરને સલામ કરવા સારૂ ગયા, ત્યારે તેણે તેમને એક પરવાનો પણ આપ્યો. એ પરવાનામાં, સ્પેનનાં લઢાઇનાં વહાણોએ તે હદની અંદર તેમણે જરાપણ હરકત કરવી નહીં એવું જણાવેલું હતું. પછી તે વહાણ ત્યાંથી નિકળીને થોડાએક દિવસમાં સહીસલામત લંડન આવી પહોંચ્યું.

## મોટા બાજીરાવ પેશવા.

મોટા બાજીરાવ એટલે બાજીરાવ બલ્લાલ પેશવા તથા નિજામ ઉલ્મુલ્ક એમની વચ્ચે સને ૧૭૨૮માં ગોદાવરીને કાંઠે લઢાઇ થઇ, તેમાં મરાઠાઓનો જય થયો અને મુસલમાનોની

હાર થઇ ને તેમના લશ્કરમાં ધાન્ય વગેરેનો તોટો પડ્યો. એજ સંધિમાં વળી, તેમનો એક તહેવાર આવ્યો. તે પ્રસંગે નિજામે બાજીરાવ પાસે વકીલ મોકલીને વિનંતિ કરી કે, " લસ્કરમાં દુકાળ પડ્યો છે માટે દાણોદુણી મોકલી આપશો. " ત્યારે બાજીરાવ સાહેબે, આનો શો જવાબ મોકલવો તે માટે પોતાની મુખ્ય મંડળીનો વિચાર પૂછ્યો. એ ઉપરથી કોઇએ એવી સલાહ આપી કે, આપ કંઈ પણ મોકલશો નહીં, એટલે નિજામને પૂરેપૂરો ઠેકાણે લાવવાનું ઘણું સુતર પડશે; પરંતુ એ વાત પેશવા સરકારને રૂચી નહીં. તેમણે કહ્યું, " પોતાનો શત્રુ આજારી, અથવા ભૂખ્યો, અથવા ઊંઘેલો હોય તો તેનો નાશ કરવો એ અમારી સિપાઇગીરીને યોગ્ય નથી. નવાબે કહેવડાવ્યું છે, તેના કરતાં પણ આપણે વધારે કરવું જોઇએ. " એમ કહીને તેમણે ધાન્યાદિ સર્વ સામગ્રીની પાંચ હજાર પોઠો ભરીને નિજામના લસ્કરમાં મોકલી દીધી. એ ઉપરથી નિજામને બહુ સંતોષ થયો; ને જલદીજ પરસ્પર સલાહ થઇ ને બંનેની મુલાકાત થઇ. મોટા બાજીરાવ પેશવાની ઉદારવૃત્તિ ને પાકી સમજ, તથા નાના બાજીરાવની એકંદર વર્તણુક, એમાં કેટલું બધું અંતર દેખાઇ આવે છે!

## સેવ્યસેવક સંબંધ.

સેવ્યસેવક સંબંધ એટલે ધણી અને ચાકર ...
સંબંધ આ સંબંધ સર્વ કાળે અને સર્વ ઠેકાણે ચાલુ રહેલો દૃષ્ટિએ પડે છે. જગતમાં મનુષ્યોને પરમેશ્વરે જૂદા જૂદ પ્રકારની સ્થિતિમાં મૂકેલાં છે, તેને લીધે આ સબંધ ઉત્પન્ન થયેલો છે. વાસ્તવિક જોતાં સર્વ મનુષ્યો સરખાંજ છે, તો

તેઓમાં આવો ભેદ હોવોજ કેવળ યોગ્ય નથી એમ કોઇ કહેશે. પણ એ વાતનો વિચાર કરવાનું આ સ્થળ નથી. બાકી એવા ભેદ વિના જગત્‌ની રેંટમાળ બરોબર ચાલવાની નહીં, એમ પૂર્ણ વિચાર કરતાં માલમ પડી આવશે. તો આ ઉપરથી શેઠ અને ચાકર એ સંબંધ એકંદર રીતે જગત્‌ને હિતકારક છે એમ ગણવું યોગ્ય છે. ત્યારે હવે જેને જેને આ બેમાંથી જે જે સ્થિતિ પ્રાપ્ત થઇ હોય તેને અનુસરતુંજ વર્તન કરીને તેણે પોતાનું કર્ત્તવ્ય કર્મ બજાવવું જોઇએ એ ખુલ્લું છે. એમ કરવાથી બંનેને સુખ થાય છે. ચાકરે પોતાનું કામ યોગ્ય રીતે બજાવી ધણી સાથે અદબથી ચાલવું જોઇએ, તેમજ ધણીએ પણ ચાકર સાથે સભ્યપણાથી વર્તવું જોઇએ અને તેનાપર મમતા રાખવી જોઇએ. એવી રીતે ધણી ચાકર સાથે વર્તે તો ચાકર બહુધા કામની અંદર ભૂલચૂક કે ખોટાઇ કરતો નથી એટલુંજ નહીં, પણ તેની પોતાના ધણીપર મમતા બંધાઇને તે ધણીનું કામ કેવળ મજુરી માટે નહીં, પણ તે પોતાનુંજ છે એમ સમજીને વધુ કાળજીથી કરે છે. કેટલાક વિશ્વાસુ ચાકરોનાં તો એવાં ઉદાહરણો મળી આવે છે કે તેમણે પોતાના ધણીઓને સારૂ પોતાના જીવ પણ આપેલા છે!

## ફ્રેડરિક ધ ગ્રેટ અને તેનો હજુરિયો.

એક દિવસ પ્રશિયાનો નામાંકિત રાજા ફ્રેડરિક ધ ગ્રેટ પોતાના એકાંત ઓરડામાં બેઠેલો હતો તેવામાં તેને કોઇ વસ્તુનો ખપ પડવાથી તેણે પોતાના હજુરિયાને બોલાવવા માટે ઘંટડી વગાડી; પરંતુ કોઇએ ત્યાં આવ્યું નહીં એવું જોઇને, તેના હજુરિયાને બેસવાની જગ્યા હતી ત્યાં તે ગયો, તો હજુરિયો

કોચ ઉપર નિરાંતે ઊંઘી ગયેલો તેની દૃષ્ટિએ પડયો.. રાજા તેને જગાડવાની તૈયારીમાં હતો એટલામાં તે હજુરિયાના ગજવામાં એક કાગળ હતો તે અર્ધો બહાર નિકળેલો તેને દેખાયો. તેમાં શું લખેલું છે એ જોઉં તો ખરો, એવી રાજાને ઇચ્છા થઇ. એ ઉપ રથી તેણે તે કાગળ હળવે રહીને લઇ લીધો, ને વાંચે છે તો હજુરિયાની માએ તેને એ પત્ર મોકલેલો જણાયો. એ પત્રમાં તેણે પોતાના દિકરાને, પોતાના પગારમાંથી કંઇક પૈસા બચાવીને પોતાને મોકલી આપ્યા બદલ મોટો સંતોષ બતાવ્યો હતો, ને "તું તારી દુર્બળ મા પર આટલો પ્રેમ રાખે છે, તો ઇશ્વર તારૂં કલ્યાણ કરશે" એવું છેવટે લખેલું હતું. તે પત્ર વાંચી રહ્યો એટલે રાજા ધીમેથી પોતાના ઓરડામાં પાછો ગયો, ને તે દેશમાં ચાલતા ડયુકેટ નામના સિકકા, કે જે સુમારે અઢી રૂપીયાની કિમ્મતના હોય છે, તેની મૂઠી ભરીને, પેલો પત્ર તથા તે સિક્કા તેણે તે હજુરિયાના ગજવામાં ધીમે રહીને મૂકી દીધા ! પછી તેણે ઓરડામાં જઇને ફરીથી ઘણી વાર સુધી ઘંટડી વગાડી તે સાંભળતાંજ હજુરિયો જાગી ઉઠયો, ને ઝટપટ ઓરડાનું બારણું ઉઘાડી રાજાની સામે ઉભો રહ્યો. રાજા તેને કહે છે, "કેમ રે, તને ખૂબ મીઠી ઉંઘ આવી ગઇ હતી નહીં ?" તે સાંભળી "એ મારી મોટી ભૂલ થઇ છે; આપ દયાળુ ક્ષમા કરશો, " એમ કહેતાં કહેતાં તેનો હાથ સહજ ગજવા આગળ ગયો. ત્યારે પેલું નાણું તેના હાથને અડકતાં તેને મોટું આશ્ચર્ય લાગ્યું ને તેનું મોઢું તુરતજ ઉતરી ગયું તેણે તે નાણું બહાર કાઢયું, ને આંખોમાં આંસુ લાવી રાજા તરફ જોઇને સ્તબ્ધ થઇ ઉભો રહ્યો; તેના મ્હોંમાંથી એક પણ શબ્દ નિકળી શકયો નહીં. એટલો બધો તેને ગભરાટ છુટયો એ જોઇને રાજાએ પૂછયું "કેમ રે, આમ કેમ કરે છે ? એટલી વારમાં તને શું થઇ ગયું ?" ત્યારે તે રાજાને પગે પડીને બોલ્યો

"મહારાજ ! કોઇ સખસ મારો નાશ કરવા પ્રવૃત્ત થયો છે એમ મને લાગે છે. આ સિક્કા મારા ખિસામાં કેવી રીતે આવ્યા એ મને કાંઇ સમજાતું નથી !" રાજાએ તેને કહ્યું, "તે માટે તું શા માટે ચિંતા કરે છે; ઇશ્વર દયા લાવીને, એકાદી વખત આપણે ઊંઘમાં હોઇયે છીયે ત્યારે આપણને લાભ કરી આપે એવું બનેછે એ પૈસા હવે તુ તારી માને મોકલ અને તેને એવું જણાય કે હવે પછી હું તમારી બંનેની ખબર લેતો રહીશ." રાજાનું આ બોલવું સાંભળીને તુ હજુરિયાને પોતાના ધણી સબંધી કેવા વિચાર આવ્યા હશે તેની કલ્પના વાંચનારાએ પોતેજ કરવી !

## એક સિપાઈનું અલૌકિક ઔદાર્ય અને સ્વામિભક્તિ.

પૂર્વ આસ્ટ્રિયા દેશમાં કાર્પેથિઅન પર્વત ઉપર ને તેની આસપાસ વરૂઓનો ભારે ઉપદ્રવ હતો. ઇ૦ સ૦ ૧૭૭૬ની સાલમાં કોઇ એક સરદાર વિએનાથી ક્રાકો શેહેર તરફ ગાડીમાં બેસી ને જતો હતો, તેવામાં વરૂનું એક ટોળુ તેની ગાડીની પાછળ પડયું. તે સરદારે પોતાની સાથે બે ઘોડેસ્વાર લીધેલા હતા. વરૂ એ લોકોની પછવાડે પડયા. તે વેળા તેઓ ક્રાકો શેહેરથી ઘણે દૂર નહોતા, તોપણ ત્યાં પહોંચતા પહેલાં વરૂઓ આપણી નજદીક આવ્યા વગર રહેશે નહીં એવું તેમને લાગવાથી ઝેટર નામનું એક શેહેર ઘણુંજ પાસે હતું, ત્યાં જલદીથી પહોંચી જવાનો તેઓએ વિચાર કર્યો. સરદારે પોતાની સાથેના ઘોડેસ્વારોમાંના એકને ગાડીની આગળ રાખ્યો; ને જે તેનો બહુજ વિશ્વાસુ હતો તેને પછવાડે ચાલવાને કહ્યું, એ પ્રમાણે તેઓ સપાટાબંધ રસ્તો કાપતા

ચાલ્યા, તોપણ ઝેટરમાં પહોંચતા પહેલાંજ વરૂઓ આપણને પકડી પાડશે એમ તેઓને લાગવાથી, પછવાડે રાખેલા સ્વારે કહ્યું કે, "સાહેબ, મને પરવાનગી આપો તો હું મારો ઘોડો આ વરૂઓ માટે છોડી દઉં, એટલે તેઓ એની વ્યવસ્થા કરવામાં ગુંથાશે, તેટલામાં આપણે મુકામે પહોંચી જઇશું," સરદારે પરવાનગી આપી ત્યારે સિપાઇએ ઘોડો છોડી દીધો, ને પોતે ગાડીના પાછલા ભાગપર ઉભો રહ્યો ને ગાડી સપાટાબંધ ચલાવી. ઘોડો છોડી દેતાંની સાથેજ વરૂઓએ તેના ફાડીને ટુકડે ટુકડા કર્યા, અહીં આ લોકોએ ખૂબ જલદીથી ગાડી હાંકી હતી, ને આપણે સહીસલામત શેહેરમાં પહોંચી જઇશું એમ તે સર્વેને લાગ્યું હતું. પણ ગાડીના ઘોડા જરા થાકેલા જણાયા, ને વરૂઓને પેલા છોડી દીધેલા ઘોડાનો શિકાર મળવાથી ઉલટો જોસ આવ્યો; તેઓ સપાટાબંધ દોડીને ગાડીને પકડી પાડવાની તૈયારીમાં હતા. આથી સર્વેને મોટી ચિંતા થઇ. એટલે તે ગાડીના પાછલા ભાગમાં ઉભેલા સિપાઇએ પોતાના ધણીને કહ્યું "હવે વિચાર કરવાનો વખત નથી. તમે જો મારી સ્ત્રી અને બાળકોનું બાપની પેઠે પાલનપોષણ કરવાનું વચન આપતા હો, તો તમારા સર્વેને માટે હું આ વરૂઓને મારા શરીરનો ભોગ આપું. એ શિવાય તમને વરૂઓના પંજામાંથી છુટવાનો બીજો માર્ગ નથી." સરદારે એ વાત કબૂલ કરવાને પ્રથમ તો ના કહી. પણ એમ ન કરીએ તો આપણામાંથી કોઇપણ મનુષ્ય બચનાર નથી, એવું જાણીને તેણે તે વાત ઘણા ખેદથી સ્વીકારી; અને "તારા કુટુંબનું હું રૂડી રીતે પાલનપોષણ કરીશ" એવું લાગલુંજ તેને વચન આપ્યું. પછી તુરતજ તે સિપાઇ ગાડીપરથી ઉતરી પડયો, એટલે થોડી વારમાં વરૂઓ ત્યાં આવી પહોંચ્યા

ને તેને ફાડી ખાધો ! પણ તેને લીધે બાકીનાં સર્વ માણસો બચ્યાં. સરદારે બોલ્યા પ્રમાણે પોતાનું વચન પાળ્યું હતું એ કહેવાની તો જરૂરજ નથી !

## બાળાજી મહાદેવ ભાનૂ.

પ્રખ્યાત બાળાજી જનાર્દન ભાનૂ એટલે નાના ફડનવીસના પૂર્વજ બાળાજી મહાદેવ ભાનૂની અપૂર્વ સ્વામિભક્તિની એક વાર્તા ઇતિહાસમાં લખેલી મળી આવી છે તે નીચે પ્રમાણે છે:-

બાળાજી વિશ્વનાથ પેશવાએ પોતાના ધણી મોટા શાહુ મહારાજા સારૂ દિલ્હીના બાદશાહ પાસેથી ઉપજની ચોથાઇ અને મુખ્ય દેશાઇગીરી એ હકો સંપાદન કર્યા, તે વાત ઇતિહાસમાં પ્રસિદ્ધજ છે. એ બંને હકની સનદો મરાઠાઓને મળી એ દિલ્હીના દરબારી લોકોથી ખમાયું નહીં, તેથી તેમણે એવો નિશ્ચય કર્યો કે પેશવા સનદો લઇને દરબારમાંથી જાય એટલે રસ્તામાં તેને પકડી પાડીને તેનાપર હલ્લો કરવો, ને સનદો છીનવી લેવી. આ સંકેત પેશવાને માલમ પડવાથી તેમણે ભાનૂ (બાળાજી મહાદેવ ભાનૂ) ને પૂછ્યું કે, "આ વાતનો શો વિચાર કરવો?" ત્યારે ભાનૂએ તુરતજ ઉત્તર આપ્યો કે, "ઠીક છે. હું તમારી પાલખીમાં બેસીને જાઉં છું, ને તમે સનદો બગલમાં મારીને બીજે માર્ગે થઇ ચાલ્યા જાઓ." પછી એજ પ્રમાણે ગોઠવણ કરીને ભાનૂ પેશવાના વેષમાં પાલખીમાં બેસી ચાલ્યો જતો હતો તેવામાં મુસલમાનોએ તેમનાપર હલ્લો કર્યો; ને એ હલ્લામાં તે મરણ પામ્યો ! કેટલી બધી તેમની સ્વામિભક્તિ ! તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાંજ છે.

આના જેવોજ એક બીજો દાખલો છે. નારાયણરાવ પેશવાને મારાઓએ શનિવાર પેંઠના વાડામાં માર્યા, તે પ્રસંગે તેમનો પરમ વિશ્વાસુ હજુરિયો ચાંપાજી ટિળેકર તેમની પાસે હતો. મારી નજરેનજર મારાઓ મારા ધણીને મારી નાખે ને મારે જોયા કરવું એ સારૂં નથી. માટે જરૂર પડે તો તેનો બચાવ કરવા જતાં મારે પહેલાં મરવું એ બહેતર છે,' એમ ધારીને તે મારાઓની સામે થયો; ત્યારે મારાઓએ તેને તથા નારાયણરાવ બંનેને ઠાર માર્યા એ વાર્તા પણ પ્રસિદ્ધ છે.

## પ્લાંકસ અને તેના ગુલામો.

રોમન લોકોના પ્રખ્યાત બાદશાહ પહેલા આગસ્ટસ સીઝરના પક્ષનો જય થવાથી તેનો રાજ્યાભિષેક થયો, તે વેળા તેની વિરૂદ્ધ પક્ષના રોમ શેહેરના લોકોને પોતાના જીવ બચાવવા સારૂ ત્યાંથી નાસી જવું પડયું. તેમાં પૂર્વે તે ઠેકાણે માજીસ્ટ્રેટનું કામ કરનારો પ્લાંકસ નામનો એક ગૃહસ્થ હતો તેને પણ નાસી જવાનો વખત આવ્યો હતો. ત્યારે તેને શોધી કાઢવાને તેના ઘરના ગુલામોપર બાદશાહના કામદારોએ અતિશય સખ્તાઇ ચલાવી, ને દરરોજ તેમને પજવવાનાં નવાં નવાં બહાનાં કાઢીને તેમણે તે બિચારાઓને ત્રાહિ ત્રાહિ પોકરાવી. આ હકીકત પ્લાંકસના જાણવામાં આવવાથી તેને ઘણું ખોટું લાગ્યું; ને તે મનમાં બોલ્યો, "રે, મારા એકલાના જીવને માટે આ આટલા બધા પ્રમાણિક ને નિરપરાધી લોકોને દુઃખ સહન કરવું પડે એ બિલકુલ વાજબી નથી." એમ કહીને તે પોતાની મેળેજ શેહેરમાં આવ્યો ને જે લોકો તેની શોધને માટે ફરતા હતા તેમને સ્વાધીન થયો. સેવ્યસેવકોને આવો અસાધારણ પ્રેમ જોઇને તે રાજદરબારી લોકોનાં હૈયાં પિગળી

ગયાં. પછી તે વાત બાદશાહને કાને ગઇ ત્યારે તેને પણ મોટું આશ્ચર્ય લાગ્યું, ને તરતજ તેણે પ્લાંકસને ક્ષમા આપી. આ અલૈકિક બનાવ જોઇને લોકો પણ કહેવા લાગ્યા કે, "આવા કૃતજ્ઞ સેવકોનો પ્લાંકસજ યોગ્ય ધણી છે, ને તેની સેવા કરવાને આ લોકોજ યોગ્ય સેવકો છે એમાં સંશય નથી!"

## એક હબસણની વાત.

સેંટ ડોમિંગો નામના બેટમાં એક વેળા ધરતીકંપ થવાથી મોટો અનર્થ થયો હતો. તે પ્રસંગે એક ગૃહસ્થને ઘેર એક હબસણ દાસી હતી. તે ઘરધણીના નાના બાળકને રમાડતી હતી એવામાં આ ધરતીકંપના સપાટામાં એકાએક તે ઘર પડવા લાગ્યું. ત્યારે તે ગડબડમાં સૌ કોઈ જીવ લઇને ઘરની બહાર નાઠાં. પરંતુ તે સ્ત્રી પોતાની પાસેના બાળકને એમને એમ મૂકી જઈ શકી નહીં. તેને લઇને તે બહાર નિકળવા જતી હતી એટલામાં બહાર જવાનો માર્ગ તત્કાળ બંધ થઈ ગયો. હબસણને પોતાના જીવ કરતાં પોતાની પાસેના બાળકની વિશેષ કાળજી લાગવાથી તેણે પોતાનું શરીર કમાનની માફક વાળ્યું, ને તેની નીચે બાળકને રાખ્યું. આમ કરવાની મતલબ એજ કે જો સારે નસીબે ઘરનો થોડોજ ભાગ ધસી પડે, તો તે પોતાનાજ અંગ ઉપર પડે, ને બાળક બચે. સઘળું શાન્ત થયા પછી લોકોએ તે ઘરમાં બાળકને માટે ખોળ કરવા માંડી તો તે સુરક્ષિત સ્થિતિમાં હતું ને બચી ગયું હતું; પરંતુ તે હબસણના શરીરપર લાકડાં, પથરા, વગેરે સામાન ધડાધડ પડવાથી તેને ભારે ઇજા થઇ હતી ને તે બિચારી તુરતજ મરણ પામી હતી!

આફ્રિકાના હબસી જેવા કાળા જંગલી લોકો કેવળ પશુ સરખા છે, તેમનામાં સમજણ કે દયા બિલકુલ નથી, એમ પુષ્કળ લોકોનું માનવું છે; ને સુમારે સોએક વર્ષ પહેલાં તો સુધરેલી યુરોપિયન પ્રજામાંના ઘણાક જણ તે બિચારા જંગલીલોકોને ઢોરોની પેઠે વેચવા સાટવાનો વેપાર કરતા હતા. પરંતુ તે આફ્રિકન લોકોમાં પણ આવાં કેટલાંક ઉદાહરણો જોવામાં આવે છે ખરાં. સારાંશ કે પરમેશ્વરે કયે સ્થળે શો ચમત્કાર મૂક્યો છે એનો પૂર્ણ વિચાર કરવા આપણા જેવા પામર પ્રાણીનો કદી પણ થાગ લાગે તેમ નથી !

## પ્રમાણિકપણું-લેવડદેવડના સંબંધમાં.

લેવડદેવડ કિંવા બીજા કોઈ પણ પ્રકારનો વ્યવહાર હો, તેમાં મનુષ્યોએ એક બીજાને ઠગવાનો કદીપણ યત્ન કરવો એ યોગ્ય નથી. વેપારીઓના તાજવામાં ને તેમના માપમાં એક રતીભાર પણ ફેર હોવો જોઇએ નહીં. માલની જે ખરી કિમ્મત હોય તેજ વેપારીએ કહેવી, ને ઘરાકે તે કિંમતના પ્રમાણમાંજ બરાબર માલ લેવો, કમીજાસ્તી લેવો નહીં, એજ યોગ્ય છે.

કેટલાક લોકોનો એમ લાગે છે કે લેવડદેવડ કરતાં આ-પણાથી બને તેટલો સામાને છેતરવો એમાં મોટું ડહાપણ છે, ને એમાં કંઇ ગેરવાજબી નથી. દાખલા તરીકે અચરતલાલ ને બાબરભાઇ એ બે જણનો વ્યવહાર ચાલે છે એમ ધારો. અચરતલાલ ધારે છે કે મેં બાબરભાઇને આપેલી જણસ બરાબર અને સારી છે કે નહીં, એ જોવાનું કામ તેનું છે; તે પ્રમાણે ચોકસી કરીને તે ન લે તો તેનોજ દોષ છે, મારે કંઇ લેવાદેવા

નથી. વળી તે એમ પણ ધારે છે કે બાબરભાઇ પાસેથી મારે એવીજ રીતે કંઇ જણસ લેવી પડશે ત્યારે તે પણ મારી પેઠે કરવાને ચૂકશે નહીં, તો મારા આ આચરણમાં મારો કંઈપણ દોષ નથી. આવા પ્રકારના વિચાર યોગ્ય નથી. ગમે તેમ થાય તોપણ કોઇએ કોઇને ઠગવું, ભૂલથાપ દેવી, કિંવા તેનાથી કપટ કરવું એ અન્યાયનું કામ છે. આગળ જતાં બાબરભાઇ મને કદાચ ઠગશે એવી કલ્પના કરીને તેને અચરતલાલે ફસાવવો, એના કરતાં તેણે એવોજ વિચાર કરવો જોઇએ કે તે મને ઠગે તો ભલે, પણ હું તેને કિંવા બીજા કોઇને પણ ઠગવાનો નથી. સામા માણસની વસ્તુ પડાવી લેવાની દાનત રાખવાથી કદી પણ બરકત રહેતી નથી. તેમ કરનાર માણસ કદાચ કાયદાના બંધનમાં સપડાતો નથી. તોપણ તેની લુચ્ચાઇ લોકોના જાણવામાં આવે છે એટલે તેની સાથે કોઇપણ વ્યવહાર રાખતું નથી, ને એમ થવાથી આખરે તેના પંડને નુકસાનજ થાય છે. માણસ એક વાર પોતાની સાખ ગુમાવે છે તો પછી એકલા ચાલુ વ્યવહારમાંજ તેને નુકસાન થાય છે એમ નથી; પણ હરેક પ્રસંગે લોકો તેનું નામ સાંભળી તેને તુચ્છકારે છે, ને તેને પોતાના બારણા આગળ પણ ઉભો રહેવા દેતા નથી. આટલે સુધી વાત આવ્યા પછી જો તે ચોખ્ખો વ્યવહાર રાખે છે, તો પણ તેનો લોકો ભરોસો કરતા નથી ને તેથી તેનો કશો ઉપયોગ થઇ શકતો નથી કહેવત છે કે "લાખ જવા દઇ સાખ સાચવવી," તેમાં મોટું મહત્વ છે. ગુજરાતના પ્રસિદ્ધ કવિ દયારામ કહે છે:-

"લાખ ગમાવિ સાખ રાખજો, સાખે મળશે લાખજી;
લાખ ખરચતાં સાખ નવ મળે, સાખ ગયે સૌ ખાખ."

## દુકાને બેઠેલા એક પ્રમાણિક છોકરાની વાત.

લખનૌમાં એક માણસે પોતાના છોકરાને એક કાપડિયાની દુકાને નોકરીએ મૂક્યો. તેને ત્યાં રહ્યા બાદ કેટલેક દિવસે એક વાર એક બાઇ તે દુકાને કાપડ લેવા માટે આવી. તે છોકરાએ તેને કાપડ બતાવ્યું, ને કિમ્મત ઠેરવ્યા પછી પૈસા લઇને તે તેને કાપડ બાંધી આપવા લાગ્યો. એટલામાં તે કાપડમાં એક કાણું પડેલું તેની નજરે પડ્યું, તેથી તે બોલ્યો, "બાઇ સાહેબ આ કાપડમાં કાણું છે, તેટલા માટે એ રહેવા દઇને હું તમને બીજું આપું છું." એમ કહીને તેણે બીજું કાપડ આપી તેને વિદાય કરી. આ છોકરાની આવી રીત જોઇને તેના ધણીએ ગુસ્સે થઈ તુરતજ તેના બાપને એક ચિઠ્ઠી લખી, તેમાં તેને જણાવ્યું કે, " તમારા દીકરાને વ્યવહારિક જ્ઞાન મુદ્દલ નથી; તેટલા માટે તમે તમારે એને ઘેર લઇ જાઓ."

ચિઠ્ઠીમાંની હકીકત વાંચીને તે છોકરાનો બાપ બહુ વિસ્મય પામ્યો; કેમકે પોતાના છોકરાને હાથે નબળી વાત કદી બનવાની નહીં એવો તેને પાકો ભરોસો હતો. તેથી તે તેજ ક્ષણે તે દુકાનદાર પાસે આવ્યો, ને "મારા છોકરાને વ્યવહારિક જ્ઞાન નથી એવું જે તમે લખ્યું, તેનો અર્થ શો છે તે મહેરબાની કરી સમજાવશો ?" એવું તેણે તે વેપારીને પૂછ્યું. વેપારીએ ઉત્તર આપ્યો, " અરે, વેચવા સાટવામાં કેવી ખુબી વાપરવી જોઇએ તે એને બિલકુલ ખબર નથી ! હમણાંજ થોડી વારપર એક બાઇ અહીં કંઇ કાપડ લેવા આવી હતી, ત્યારે એણે પોતેજ કાપડમાં કાણું છે એમ તેને કહ્યું, ને તેને લીધે તે કાપડ અહીં પડ્યું રહેવાથી મને નુકસાન થશે. માણસ સારી નરતી જોઇને લેવાનું

કામ ઘરાકનું છે. જો અમે વેપારીજ પોતાની મેળે તેમાંની ખોડો તેમને દેખાડવા માંડીએ, તો તે અમારૂં મૂર્ખપણું કહેવાય !"

આ હકીકત સાંભળીને તે છોકરાનો બાપ બોલ્યો, "બસ ! ત્યારે મારા છોકરાનો દોષ તો એટલો એજ છે કેની !" તે વેપારીએ કહ્યું, "હા, એટલોજ. બાકી બીજી બાબતમાં તેની ચાલચલગત સારી છે." ત્યારે બાપ બોલ્યો, "આપે આ હકીકત મને જણાવી એ ઘણું સારૂં કર્યું, કારણ તેના આવા વર્તનને લીધે આગળના કરતાં પણ તે મને વધારે પ્રિય લાગે છે ને મને ઘણો સંતોષ પેદા થયો છે. આજથી હું તેને આપને ત્યાં રાખવા મુદ્દલ ઇચ્છતો નથી !"

## બંદૂકના દારૂનો પાક.

સુમારે સો સવાસો વર્ષ પહેલાં ઉત્તર અમેરિકામાં મિસાઉરી નદીના કિનારાના પ્રદેશમાં ઇંડિયન એટલે ત્યાંના મૂળથી રહેનારા લોકની ઘણી વસ્તી હતી. એ સમય સુધી તે લોકોને બંદુકના દારૂની બિલકુલ ખબર નહોતી. પછી કોઈ યુરોપિયન વેપારી ત્યાં ગયો, ને તેણે તેમને દારૂનો ઉપયોગ બતાવીને, કેટલીક બંદુકો તથા દારૂ તેમને આપી તેના બદલામાં તેમની પાસેથી ચામડાં, ઊન વગેરે લીધું.

પછી કેટલેક દિવસે કોઇ ફ્રેંચ વેપારી ત્યાં દારૂ લઇને ગયો. પરંતુ તે ઇંડિયનોની પાસે દારૂનો પુષ્કળ સંઘરો હોવાથી તેમણે તે લીધો નહીં. ત્યારે તેણે તે બિચારાઓને લુચ્ચાઇથી છેતરીને તે દારૂ તેમની પાસે લેવડાવ્યો. તેણે તેમને કહ્યું કે, "દારૂ એ એક ધાન્યની જાત છે, ને તેને જમીનમાં વાવવાથી બીજાં ધાન્યો પ્રમાણે તેનો પાક સારી પેઠે થાય છે." તે

ભોળા ઇંડિયનોને એ વાત ખરી લાગવાથી તેમણે પોતાની પાસેનો સઘળો દારૂ ખેતરોમાં વાવ્યો, ને સંઘરો રાખવાને વાસ્તે તે ફ્રેંચની પાસેનો વેચાતો લઇને તેના બદલામાં તેને ચામડાં તથા ઉન આપ્યું.

પછી તે ઇંડિયનોએ ખેતરોપર રખવાળી કરવા માંડી; ને દારૂ આજ ઉગશે, કાલ ઉગશે, એમ તેઓ તેની વાટ જોતા બેઠા, પરંતુ ઘણાક દિવસ ગયા તોપણ તે ઉગવાનાં કંઇજ ચિહ્ન જ્યારે તેઓને દેખાયાં નહીં, ત્યારે, તે વેપારીએ આપણને ખોટી થાપ તો દીધી નથી, એવો તેમને અંદેશો આવવા લાગ્યો. છેવટે આખી ઋતુ પૂરી થઈ ગઈ તોએ દારૂના પાકનો કોઇ જગ્યાએ એક ફણગો સુધાં ફુટતો નથી, એવું તેમને માલમ પડયું ત્યારે તે વેપારી ખરેખર લુચ્ચાઇ કરી ગયો એવી તેમની ખાતરી થઇ.

આગળ જતાં કેટલેક દિવસે તે ફ્રેંચને ફરીથી તે દેશમાં વેપાર કરવા સારૂ જવાની ઇચ્છા થઇ. પરંતુ પોતાનું કાળું મ્હોં લઇને જાતે જવાની તેની છાતી ચાલી નહીં, તેથી તેણે પોતાના એક ભાગીદારને બીજો કંઇ માલ સાથે આપીને મોકલ્યો. ત્યારે આગળના તે લુચ્ચા માણસનો ને આનો કંઇ સંબંધ હશે એવું જો કે તે ઇંડિયનોને સમજવાને કંઇ સાધન નહોતું, તોપણ સહજ રીતે આપોઆપ તે સબંધ તેમને જણાઇ આવ્યો. તેમ છતાં તેમણે તેના ભાગીદારની લુચ્ચાઇ બાબત જરાપણ ઇસારો કીધો નહીં ને તેને રહેવા માટે તથા માલ રાખવા માટે ગામના મધ્ય ભાગમાં આવેલી સાર્વજનિક જગ્યા આપી. પછી તેણે પોતાનો માલ વકરો કરવા સારૂ બહાર કાઢી ગોઠવ્યો, એટલે તે ઇંડિયન લોક ત્યાં એકઠા થયા, ને જોત જોતામાં તેઓ એક પછી એક એમ

તેની સઘળી જણુસો ત્યાંથી ઉપાડી લઇ ગયા. આ ઉપરથી તે વેપારીએ ભારે ધાધળ મચાવી ને દાદ મેળવવા સારૂ તે લોકોના મુખી પાસે ગયો. મુખીએ તેને ગંભીરતાથી કહ્યું કે, "તમારા પર આ લોકોએ જે વિપત્તિ પાડી છે, તેથી થયેલું નુકસાન તમારે તેમની પાસેથી ભરી લેવું વાજબી છે; પરંતુ એમ કરવાને તમારે કેટલાક દિવસ થોભવું જોઇશે, કેમકે અમને તમારાજ એક દેશી બંધુએ દારૂ વાવવાનું કહ્યું હતું તે ઉપરથી અમે તે વાવ્યો છે; તેનો જ્યારે પાક આવશે ત્યારે અમારૂં આ આખું ગામ શિકારે જશે, ને તે વેળા જે કંઇ ચામડાં વગેરે મળશે, તે, તમારી આ નુકસાનીના બદલામાં, તથા તમારા દેશી બંધુએ અમને દારૂ વાવવાનો ઉત્તમ માર્ગ બતાવ્યો તેના ઉપકારના બદલામાં અમે તમને આપીશું." આ સાંભળીને તે વેપારી બહુ ખિન્ન થયો; પરંતુ પોતાના ભાગીદારની હરામખોરી ઢાંકીને પોતાનું કામ સાધી લેવા માટે તેણે તેના કરતાં પણ એક વધારે વિલક્ષણ યુક્તિ કાઢી! તેણે તેમને કહ્યું, "દારૂ અમારા દેશમાં ઘણો સારો પાકે છે, પણ તમારા આ દેશની જમીનને તે માફક આવે તેમ જણાતું નથી. એ માટે તેની વાટ જોવાની કંઇજ જરૂર નથી." તો પણ તેના બોલવાપર કોઇએ ભરોસો રાખ્યો નહીં; ને તેને લજ્જિત થઇને હાથ ખંખેરતા પાછા ગયા વિના બીજો માર્ગ રહ્યો નહીં! તે ફ્રેંચ વેપારીની લુચ્ચાઇનો પરિણામ આટલેથીજ આવીને અટક્યો નહીં, કેમકે ત્યાર પછી તે લોકોમાંના કોઇએ પણ ફ્રેંચ લોકો સાથે વ્યવહાર રાખવો નહીં, એવો ઠરાવ કરી દીધો; ને તે એક માણસને લીધે બીજા ઘણા ફ્રેંચ વેપારીઓને નુકસાન થયું.

# મોઝીસ રોથસ્ચાઇલ્ડ.

ગયા સૈકામાં ફ્રાન્સ ને જર્મની દેશો વચ્ચે લઢાઇ થઈ હતી તેવામાં જ્યારે ફ્રેંચોએ જર્મની ઉપર ચઢાઇ કરી, ત્યારે ત્યાંના હેસી કયાસલ નામના સંસ્થાનના માંડલિક રાજાને પોતાનું સંસ્થાન છોડીને નાસી જવાનો વખત આવ્યો. તે ફ્રાંકફોર્ટ શેહેર આગળ થઇને નાસી જતો હતો, તેવામાં ત્યાં રોથસ્ચાઇલ્ડ નામની પ્રખ્યાત સરાફની પેઢી હતી, તેમાં પોતાની પાસેનો ઘણોક પૈસો તથા કીમતી જવાહીર અનામત રાખવા માટે તેણે તે સાહુકારને વિનંતિ કરી. કારણ, એમ નહીં કરૂં તો આ સઘળું ધન શત્રુના હાથમાં જવાનો સંભવ છે એવું તેને લાગ્યું; પરંતુ એવા હંગામના વખતમાં એટલી બધી જવાબદારી લેવાને કોણ તૈયાર થાય? તોપણ રાજાનો ઘણો આગ્રહ જોઇને સરાફ મોઝીસે તેનું કહેવું કબૂલ રાખ્યું! પણ આવે વિકટ પ્રસંગે અવેજ સુરક્ષિત રહેવો ઘણો કઠણ છે એ વાત લક્ષમાં આણીને, "તે જાય આવે તો કાયદેસર હું તેની જવાબદારી મારે શિર રાખતો નથી," એમ કહી તેણે તેની પાવતી રાજાને આપી નહીં.

તે રોકડનાણું તથા જવાહીર મળીને કેટલાક લાખ રૂપિયાની મતા હતી. પરંતુ ફ્રેંચ લોક ફ્રાંકફોર્ટ શેહેરપર હલ્લે કરવા સારૂ આવે ત્યાર પહેલાંજ મોઝીસે કાળજી રાખી અતિશય મેહેનત લઇને તે સઘળો અવેજ કોઇને ન જણાવતાં ઘરની પાસેના પોતાના બાગમાં એક ખુણાની અંદર દાટી દીધો. તેનો પોતાનો જે થોડોક પૈસો હતો. તે જાણી જોઇને તેણે સંતાડ્યો નહીં; કારણ લુટાઇ જાય તો એટલોજ માત્ર લુટાઇને રાજાનું દ્રવ્ય સુરક્ષિત રહે એટલે ઘણું છે એવો વિચાર તેણે કર્યો. પછી લુટફાટ કરતા ફ્રેંચો આવી પહોચ્યા, ને તે વેળાએ મોઝીસનો સઘળો પૈસો તેઓએ લુટી લીધો, ને ઉપર કહ્યા

પ્રમાણે છુપાવી રાખવાનો પ્રયત્ન મોઝીસે ન કરવાથી તે લોકો તેટલોજ લઇને ગયા ને રાજાનું સઘળું દ્રવ્ય એમનું એમ રહ્યું. એ પ્રમાણે ન કરતાં જો મોઝીસે પોતાનો પૈસો પણ સંતાડયો હોત તો શત્રુઓને શક પડતે અને તેઓ તેનું આખું ઘર ખોદી કાઢત, ને પછી સઘળુંજ દ્રવ્ય ઘસડાઇ જાત એમાં સંશય નહીં; કારણ એજ શેહેરમાં તેજ પ્રમાણે બનાવ બન્યા હતા. પછી ફ્રેંચ લોકો ચાલ્યા ગયા ત્યારે મોઝીસે રાજાનું દ્રવ્ય દાટયું હતું, તેમાંથી થોડુંક કાઢી લીધું, ને તેનો તે પોતાના વેપારના કામમાં ઉપયોગ કરવા લાગ્યો. તેનો વેપાર પાછો અસલની માફકજ ધમધોકાર ચાલવા લાગ્યો, ને તેથી તેને સારી કમાણી થઇ.

પછી કેટલેક વર્ષે લડાઇ બંધ થઇ ને જ્યાં ત્યાં શાન્તિ ફેલાઇ ત્યારબાદ હેસી કયાસલનો રાજા પોતાના સંસ્થાનમાં પાછો આવ્યો. આવતી વખતે ફ્રાંકફોર્ટ શેહેર આગળ આવ્યો, પરંતુ પોતાનું ધન પાછું મળવાની તેને કંઇ ઝાઝી આશા નહોતી. તેણે ધાર્યું હતું કે બહુધા તે દ્રવ્ય ફ્રેંચ લોકોએ લૂંટી લીધું હશે, ને તેમ બન્યું નહીં હશે તોપણ તે લુટાઇ ગયું એવું ખોટું બહાનું બતાવીને મોઝીસ પોતાનું તલિયારૂં ટાઢું કરશે; પરંતુ રાજાની આ ધારણા ખોટી હતી. રાજાના આવ્યાની વાત સાંભળી મોઝીસ પોતેજ આપોઆપ રાજા પાસે ગયો ને બોલ્યો, "આપનો સર્વ અવેજ સુરક્ષિત રહેલો છે, માટે હવે તે આપે લઇ જવો. તે ઉપરાંત વળી આપનાં રોકડ નાણા-માંથી થોડીક રકમ મેં કેટલાક દિવસ વાપરી છે, તેને માટે સેંકડે પાંચ ટકા પ્રમાણે વ્યાજ આપવાને પણ હું તૈયાર છું. એ પૈસા મારે વાપરવાનું એટલા માટે કારણ પડયું કે, આપના દ્રવ્યનું જતન કરવા સારૂ મારો પોતાનો પૈસો શત્રુને હાથે

લુટાવા દેવો પડયો હતો; આ કારણને લીધે મારે કેટલાક દિવસ આપના પૈસામાંથી થોડુંક નાણું લીધા વિના ચાલે તેમ નહોતું.

રોથસ્ચાઇલ્ડનું અલૌકિક પ્રમાણિકપણું જોઇને રાજાને ઘણોજ સંતોષ થયો, ને તેણે પોતાનું નાણું પાછું ન લેતાં ઘણેજ થોડે બ્યાજે તેની પાસેજ રહેવા દીધું. પછી રાજાએ તેના ઉપકારનો બદલો વાળવા સારૂ કેટલાક યુરોપિયન રાજાઓ આગળ તેની સિફારસ કરી. તે પરથી તેમણે મોટાં મોટાં રાજકીય કામો સારૂ પૈસા સંબંધી લેણદેણ તેની સાથે ચલાવવા માંડયું. આ રીતે તેનો વેપાર ઘણો વધવાથી તેને અથાગ ફાયદો થયો. છેવટે તેની સાખ એટલી બધી વધી પડી કે તેણે પોતાના ત્રણ છોકરાઓને, લંડન, પારીસ અને વિયેના એ ત્રણે શેહેરોમાં રાખીને ત્યાં પોતાની પેઢીની શાખાઓ સ્થાપન કરી. તે શાખાઓનું કામ પણ ઉત્તમ પ્રકારે ચાલવા લાગ્યું, ને આ પ્રમાણે વેપાર વધવાથી મોઝીસના કુટુંબે સારૂં નાણું ભેગું કીધું તથા તે આખા જગતમાં ઘણાજ શ્રીમંત કુટુંબ તરીકે પ્રખ્યાતિ પામ્યું.

## પ્રમાણિકપણું-વચન પાળવા વિષે.

જે કોઇ માણસ સામા માણસને કોઇ વાત માટે વચન અથવા કોલ આપે છે, તે વચન આપનારા તરફથી બોલ્યા પ્રમાણે કામ થવામાં સામા માણસના હિતાહિતનો ઘણું કરીને સંબંધ રહ્યો હોય છે; ને જેણે વચન આપ્યું હોય છે, તેનાપર ભરોસો રાખીને તે માણસ પોતાના કામની વ્યવસ્થા કરે છે, તેથી વચન આપનારો પોતાનો બોલ પાળે નહીં, તો તે સામો માણસ ઘણો નિરાશ થાય છે એટલુંજ નહીં, પણ

વખતે એથી તેને મોટું નુકસાન થવાનો પણ સંભવ રહે છે.

મનુષ્ય નાનો અગર મોટો ગમે તેવો હો, પણ તેણે પોતાના બોલવા પ્રમાણે ચાલવા વિષે બહુ ખબરદારી રાખવી જોઇએ. કેટલીક નાનીસુની વાતોના સંબંધમાં આપણે બોલ્યા પ્રમાણે કામ ન કરીએ તો તેમાં નુકસાન થવાનો સંભવ જો કે કદાચ નથી હોતો, તોપણ તેમ કરવું એ ગેરવાજબી છે, ને આગળ જતાં તેનાથી આપણને નુકસાન થાય છે. કારણ એવી રીતે વચન પાળવાના સંબંધે બેકાળજી રાખવાની એક વાર કુટેવ પડી, તો પછી મોટાં મોટાં કામોમાં પણ તેવુંજ બેદરકારીનું વર્તન થઇ જાય છે, ને તેને લીધે તે પોતાની પત ખોય છે, તથા કેવળ નાદાન ઠરી જાય છે. એટલા માટે કશું પણ વચન આપતા પહેલાં પુખ્ત વિચાર કરવો, ને પછી યોગ્ય લાગે તેમ આપવું કિંવા ન આપવું, પણ એક વાર વચન આપ્યું એટલે પછી ગમે તેમ થાય તોપણ તે પાળવામાં બિલકુલ કસર કરવી નહીં એજ મોટાઇનું લક્ષણ છે.

## મૂર અને સ્પાનિઅર્ડ.

કેટલાક સૈકા અગાઉ આફ્રિકામાંના મૂર એટલે મોરોક્કો દેશના લોકોએ સ્પેનનો થોડોક ભાગ તાબે કરી લીધો હતો, તેવામાં એક સ્પાનિઅર્ડે એટલે સ્પેનના વતનીએ કંઇક તકરાર થવાથી એક તરૂણ મૂરનું ગુસ્સાના આવેશમાં ખૂન કર્યું ત્યારે હવે મને પકડશે એમ ધારીને તે લાગલોજ ત્યાંથી નાઠો, ને એક બાગમાં પેઠો. તે બાગનો માલિક મૂરજ હતો, તો પણ તેણે પોતાને સંતાડીને રક્ષણ કરવાની તેને વિનંતિ કરી.

મૂરે તે વિનંતિ માન્ય કરી, ને તે સ્પાનિઅર્ડની ખાતરી થવા સારૂ તેને એક ફળ ખાવા આપ્યું. (કારણ મૂર લોકોમાં એવો ચાલ છે કે, જેણે પોતાને ત્યાં એક વાર કંઇક ખાધું તેનાથી કદી અંતર રાખવું નહીં.) પછી પેલા મૂરે તે સ્પાનિઅર્ડને બાગની ઝુંપડીમાં સંતાડીને બહારથી તાળું લગાડી દીધું, ને કહ્યું કે, "અંધારૂ થતાંજ તને હું અહીંથી બીજે વધારે નિર્ભય સ્થળે મોકલવાની તજવીજ કરીશ." એમ કહીને તે મૂર પોતાને ઘેર ગયો. એટલામાં કેટલાક માણસ રડતાં કકળતાં પોતાના છોકરાનું પ્રેત લઇને આવ્યા, અને બોલ્યા કે, "એક સ્પાનિઅર્ડે એનું ખૂન કર્યું છે." ત્યારે વિચાર કરતાં તેને જણાઇ આવ્યું કે જેને મેં બાગમાં શરણે રાખીને અભય વચન આપ્યું તેજ આ ખૂન કરનારો સ્પાનિઅર્ડ હોવો જોઇએ. એ ઉપરથી તેને બહુજ માઠું લાગ્યું, પણ હવે વચન આપ્યું તે આપ્યું, એવું મનમાં સમજીને તેણે તે મુડદું લઇ આવનારા માણસોને તે વાતની કશી ખબર પડવા દીધી નહીં. પછી સંધ્યાકાળે તે ફરીને બાગમાં ગયો, ને પોતાના એક અતિ જલદ ઘોડાપર તે સ્પાનિઅર્ડને બેસાડીને બોલ્યો, "અરે ખ્રિસ્તી મનુષ્ય! તેં ખરેખર મારા પોતાનાજ છોકરાનું ખૂન કર્યું છે; તે માટે મારી તરફથી તને શિક્ષા થવી વાજબી છે. પરંતુ હું તને અભયવચન આપી ચુકયો છું, તો તે મારૂં વચન તોડવા જેટલું નીચપણું મારા હાથથી થઇ શકવાનું નથી. હવે તું એટલુંજ કર કે, રાતોરાત અહીંથી બને તેટલી ઝડપથી નાશી જા એટલે સવાર થતાં પહેલાં તું કોઇ પણ નિર્ભય સ્થળે પહોંચી જઇશ. તેં જો કે મારા છોકરાનો પ્રાણ લીધો છે, તોપણ મારે તારો પ્રાણ લેવો નહીં, એવું જેની પ્રેરણા

ને પ્રસાદવડે બન્યું છે, તે સર્વ શક્તિમાન પરમેશ્વરનો હું મોટો આભાર માનું છું."

## ફ્રાન્સ દેશનો રાજા જોન.

ઇંગ્લંડના રાજા ત્રીજા એડવર્ડની કારકીર્દીમાં ઇંગ્લંડ તથા ફ્રાન્સની વચ્ચે યુદ્ધ ચાલતું હતું, તે વેળા ફ્રાન્સ દેશમાં આવેલા પોઇટિઅર્સ આગળની લડાઇમાં એડવર્ડ રાજાના મોટા દીકરા એડવર્ડ બ્લેક પ્રિન્સે ફ્રાન્સના જોન રાજાનો ઇ. સ. ૧૩૫૬માં પરાભવ કર્યો, ને તેને બન્દીવાન કરીને ઇંગ્લંડમાં લાવ્યો. તેને ઇંગ્લંડમાં રહેતા ચાર વર્ષ થયાં ત્યારે ઇંગ્લંડના રાજાએ પોતે ઘડેલી તહનામા સરતો જોન રાજા પોતાની પ્રજા પાસે કબૂલ કરાવવાનો યત્ન કરે એટલા સારૂ તેને પાછા સ્વદેશમાં જવાની પરવાનગી આપી; પરંતુ જોન રાજા પાસેથી જતી વેળા એવું વચન લીધું કે જો તે સરતો કબુલ રાખીને પ્રજા સલાહ નહીં કરે તો હું ઇંગ્લંડ પાછો આવીશ. સલાહની જે સરતો હતી, તેમાં એક એવી હતી કે ફ્રાન્સના રાજાના છુટકાના બદલામાં ફ્રેંચ લોકોએ ખંડણી દાખલ ચાલીશ લાખ ક્રાઉન એટલે સુમારે એક કરોડ રૂપિયા ઇંગ્લંડના રાજાને આપવા.

પછી જોન રાજા ઇંગ્લંડથી નિકળી પોતાના દેશમાં ગયો, પરંતુ તેના છુટકા બદલ ઉપરની રકમ આપવાનું ફ્રેંચ લોકોએ નાકબુલ કરવાને લીધે સલાહ થવાનો માર્ગ રહ્યો નહીં. એ પ્રસંગે બીજો કોઈ પુરૂષ હોત તો ખચીત ફરીને કેદમાં રહેવાને પાછો ગયો ન હોત, પણ જોન રાજાના સ્વપ્નામાંએ તેમ કરવાનું આવ્યું નહીં! તે લાગલોજ મુંગે મોંદે ત્યાંથી નિકળીને ઇંગ્લંડ આવ્યો, ને ત્યાંના રાજાને સ્વાધીન થઈ મરણપર્યંત કેદમાં રહ્યો. ફ્રાન્સ દેશમાં નિકળતી વેળા કેટલાક ફ્રેંચ રાજ-

કોઈ પુરૂષોએ તેને ઉલટી સલાહ આપી, ત્યારે તેણે તેમને એવો ઉત્તર આપ્યો કે, 'પ્રમાણિકપણું એ જગતમાંના બીજા સર્વ પ્રાણિઓમાં નહીં જેવું થઇ જાય તોપણ રાજાઓમાં તો તે અવસ્ય રહેવુંજ જોઇએ !"

## પ્રમાણિકપણું-કરજ વાળવા વિષે.

ઘણી વાર વેપાર સંબંધી કામકાજ માટે ને સંસારમાંની અડચણો તાત્કાલિક દૂર કરવા સારૂ લોકોને કરજ કરવાનો પ્રસંગ આવે છે. સાહુકાર કોઇ પણ મનુષ્યને તેની પતીજ પડ્યા વગર કરજ આપતો નથી; પણ સાહુકારે કદાચ વધારે ચોકસી કરી ન હોય, તોપણ કરજે પૈસા લેનારાએ તે વાળવાની પોતાનામાં આયપત છે કે નહીં તેનો વિચાર કરીને પછી તે લેવા જોઇએ. આયપત ન હોય તો કદાપિ કરજ કરવું નહીં. જો આ રીતે નાણાં લે તો તેના તરફથી તે પાછા આપવાનો સંભવ રહેતો નથી, ને તેથી તેણે સાહુકારના પૈસા પચાવી પડવાની ઇચ્છા કીધી એવું થાય છે એટલુંજ નહીં. પણ ખુલ્લે ખુલ્લી તેણે તેના ઘરપર તરાપ મારી એમ કહેવાની કશી હરકત રહેતી નથી.

જે માણસ પ્રમાણિક છે, તે નાઇલાજેજ કરજ કાઢે છે, ને તે વાળી દેવાની પોતાની ખાતરી હોય છે તોજ કાઢે છે, તેણે કરજ કાઢ્યું હોય છે તો તેના મનમાં રાતદિવસ તે વિષે કાળજી ને ચિંતા રહે છે, ને હું તેમાંથી કયારે મુકત થઇશ એવું તે મનમાં વિચાર્યા કરે છે; તથાપિ મનુષ્યની ઇચ્છા પ્રમાણે ને ધારેલા સંભવ પ્રમાણે હમેશાં સઘળી વાતો બનેજ છે એમ નથી. એકાદી વખત તેનાપર અકસ્માત્ કંઇ ધાડ આવી પડે છે, ને તેનું સર્વસ્વ જતું રહે છે, ને તે કેવળ દીન બની જાય

છે, એટલું છતાં પણ બીજાના દેવા સંબંધી તે બીજી સઘળી બાબતો કરતાં વધારે કાળજી રાખે છે, ને અહોરાત્ર શ્રમ કરીને તે વાળી દેવાનો યત્ન કરે છે.

તેમજ કોઇ કોઇ વાર એમ પણ બને છે કે વેપારમાં એકાદી વખત કંઈ ધોકકો લાગ્યો એટલે વેપારીને પોતાનું કરજ વાળી દેવાની શક્તિ રહેતી નથી, ને તે પ્રસંગે તે પોતાના સર્વ સાહુકારોને બોલાવીને પોતાની પાસે જે કંઇ હોય છે તે ફાળે પડતું તેઓને વેંહેચી આપે છે; આવે પ્રસંગે તેઓ પણ નિરૂપાયે ઘણું કરીને તેને પૂરેપૂરી રકમની પહોંચ લખી આપે છે. આ રીતે કાયદા પ્રમાણે જો કે તે મનુષ્ય કરજમાંથી મુક્ત થયો ગણાય, તોપણ તે જો પ્રમાણિક હોય તો પોતાની પાસે ચાર પૈસા ભેગા થાય એટલે પોતાના લેણદારોની બાકીની રકમ તેણે ભરી દેવી યોગ્ય છે. આવી રીતે કરજ વાળવાની ગુંજાસ પાછી થોડાજ લોકોને આવે છે, ને તેવી સ્થિતિમાં આવે તોપણ એવી રીતે પાછલું દેવું પતાવી દે એવા પુરૂષો તો બહુજ વિરલાજ હોય છે. તેથી એ પ્રમાણે જેઓ કરે છે, તેઓનું વર્તન ખરેખર સ્તુતિ કરવા યોગ્ય છે.

## ડેનહમની વાર્ત્તા.

ઇંગ્લંડમાં બ્રિસ્ટલ શેહેરમાં ડેનહમ નામનો એક વેપારી હતો. તેને વેપારમાં ખોટ આવવાથી પોતાના સાહુકારોને પોતાની પાસે થોડા બાકી રહેલા પૈસામાંથી ફાળે પડતા ચુકવી દીધા, ને પોતે ત્યાંથી અમેરિકા ગયો પરંતુ આગળ જતાં દૈવયોગે ત્યાં તેને વેપારમાં યશ મળ્યો, ને થોડાકજ વર્ષમાં પાછો મોટો ધનાઢ્ય વેપારી બન્યો. ત્યારે તે ઈંગ્લંડમાં

પાછો આવ્યો, ને એક દિવસ પોતાના આગળના સર્વ લેણદારોને તેણે મિજબાની આપી. તે વેળાએ પોતાની પાસેનું લેણું થોડું ઘણું લઇ માંડી વાળવાની તેમણે અગાઉ પોતાનાપર મહેરબાની કરી હતી, એ માટે તેણે તેમનો બહુ આભાર માન્યો. તે એકઠા થયેલા સાહુકારોએ, તે પ્રસંગે તેને ત્યાંથી મિજબાની અને આભાર એ શિવાય બીજું કંઇ પણ મેળવવાની આશા રાખી નહોતી. તોપણ તેમને આશ્ચર્ય લાગવા જેવી વાત એ બની, કે જમવાના મેજપર ભાણામાં પિરસેલા પદાર્થો તેઓ જમી રહ્યા ને નોકરોએ રકાબીઓ ત્યાંથી ઉપાડી લીધી, કે તે પ્રત્યેક જણની અગાડી પોતપોતાની બાકી રહેલી રકમ વ્યાજ સુદ્ધાં મળવા માટે એકેક હુંડી મૂકેલી માલમ પડી ! આ જોઇને તે આખી મંડળીને સાનંદાશ્ચર્ય થયો, ને ડેનહમના પ્રમાણિકપણા વિષે ઘણો ઊંચો મત બંધાયો, ને તેનું નામ આ શેહેરમાં પ્રખ્યાત થયું.

---

## માર્કિવસ ઑફ વેલસ્લી.

હિંદુસ્તાનના પ્રસિદ્ધ ગવર્નર જનરલ લોર્ડ વેલસ્લીનો બાપ મરણ પામ્યો તે વેળા તેને અતિશય કરજ હતું. ત્યાંના કાયદા પ્રમાણે તેનો છોકરો લોર્ડ વેલસ્લી જો કે તેની માલ-મતાનો વારસ થયો તોપણ બાપના દેવાની તેનાપર જવાબ-દારી નહોતી. તથાપિ લોર્ડ વેલસ્લી ઘણો પ્રમાણિક અને સત્ય-વાદી હતો, તેથી તેણે બધું દેવું પતાવી દીધા વગર બાપની માલમતાનો ઉપભોગ કરવો નહીં એવો નિશ્ચય કર્યો. પછી કેટલાંક વર્ષ સુધી તેણે કરકસરથી ખરચ કરીને પુષ્કળ પૈસો એકઠો કીધો, ને પોતાના બાપનું દેવું પૈએ પૈ આપી દીધું.

લોર્ડ વેલસ્લીના સાહુકારોમાંથી એક તેની પાસે જઇ દોઢસો પૌંડની માગણી કરી. ત્યારે તે સાહુકારની પાસેનાં કાગળીયાં તપાસી જોતાં તેને એવું જણાઈ આવ્યું કે, તેના બાપે કોઇ બીજા માણુસ પાસેથી પહેલાં કરજે નાણાં લીધેલાં, ને પછી તે માણસે કંઇ અડચણને લીધે દેવાનો લેખ આ સાહુકારને પચાસ પૌંડમાં વેચી દીધેલો હતો. ત્યારે વેલસ્લીએ તેને કહ્યું કે, "હું તારૂં વાજબી લેણું છે તેટલું તને આપીશ, પણ વધારે એક દમડી આપવાનો નથી. તું તારા આ પચાસ પૌંડ, ને તારી પાસે જ્યારથી આ ખત આવ્યું છે, તેટલી મુદતનું વ્યાજ લે. એથી વધારે કંઇ તને મળનાર નથી." તે સાહુકારે કાયદેસર જોતાં કંઇ પણ વધારે માગવાનો પોતાનો હક નથી એમ સમજીને તે રકમ લીધી, ને ખત પાછું આપ્યું; પરંતુ વેલસ્લી આટલેથી અટકયો નહોતો. તેણે મૂળ સાહુકારને શોધી કાઢયો, ને તેને વ્યાજ સુદ્ધાં પૂરેપૂરી રકમ પહોંચતી કરી !

## સત્ય.

પ્રત્યેક મનુષ્યે હરેક પ્રસંગે સત્યથી ચાલવું એ બહુ મહત્વનું છે. તે વડે તેને જગતમાં મોટી યોગ્યતા પ્રાપ્ત થાય છે ને તેનું સર્વ પ્રકારે હિત થાય છે. પોતાના હાથથી સત્યનું ઉલ્લંઘન ન થાય એટલા સારૂ આજપર્યંત સેંકડો મહાન્ પુરૂષોએ નાના પ્રકારનાં સંકટો ભોગવ્યાં છે. શ્રી રામચંદ્રજીએ ને પાંડવોએ તેને માટે વનવાસ ભોગવ્યા, હરિશ્ચંદ્ર રાજાએ પોતાના રાજ્યનું દાન કર્યું, ને છેવટે કુટુંબ સહિત પોતે પણ વેચાયો, ઇત્યાદિ વાતો સર્વના જાણવામાં છે. સત્યનો મહિમા તે કેટલોક વર્ણવીએ !

સત્યથી મનુષ્યને જે પ્રમાણે યોગ્યતા પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે અસત્યથી તેની હાનિ થાય છે. અસત્ય એ મનુષ્યને

પોતાને જેટલું હાનિકારક છે, તેટલુંજ બીજાને ઉપદ્રવ કરનારૂં છે. એક જણે બીજા વિરુદ્ધ ખોટી સાક્ષી આપવાથી તે બીજાનો પ્રાણ ગયો હોય, એવાં ઘણાં ઉદાહરણો ઇતિહાસ વગેરેમાંથી મળી આવે છેઃ જગત્માં સર્વ ખોટું બોલનારા હોય તો કોઇને પણ લેશમાત્ર સુખ મળવાનું નહીં; કેમકે કોઇનો કોઇના ઉપર ભરોસો મુદ્દલે બેસવાનો નહીં. આ બાબતો લક્ષમાં રાખીને સઘળાએ સત્ય હોય તેજ બોલવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ ને તે છેવટ પર્યંત પાળવી જોઇએ.

અસત્ય બોલવાના અનેક પ્રકાર છે. તે સર્વ જો કે સરખા ભયંકર નથી, તોપણ તેમાંનો કોઇ પણ ક્ષમા કરવા યોગ્ય છે, એમ સમજવું નહીં. મનમાં કંઇ ખાસ હેતુ રાખીને અસત્ય બોલવું, એ શિવાય પણ કેટલાક અસત્ય ભાષણના પ્રકાર છે. સામા માણસનું મ્હોં રાખવું, ઉતાવળિયાપણું, ઇત્યાદિ બાબતોમાંથી તે ઉત્પન્ન થાય છે. કેટલાક ધારે છે કે, બીજાને જેથી સારૂં લાગે તે ખરૂં ન હોય તોપણ તેનું મ્હોં જોઇને તે પ્રમાણે બોલવું એમાં હરકત નથી, પણ ખરૂં જોતાં એ નીચ કૃત્ય છે એટલુંજ નહીં, પણ તેથી બીજાનો વિશ્વાસઘાત કરવાનો દોષ પણ તેને છેડે બંધાય છે. એજ પ્રમાણે વિચાર ન કરતાં ઉતાવળિયાપણાથી બોલવાના સંબંધમાં પણ જાણવું. કોઇ એકાદી આશ્ચર્ય થવા જેવી વાત કહેવાની હોય. એટલે તે ઉતાવળમાં કહીએ તો એક ગણી હોય તે દશગણી કહેવાઇ જવાય છે. એથી કરીને ઘડીક વાર લોકોને આશ્ચર્ય લાગે છે ને વિનોદ થાય છે ખરો, પરંતુ આગળ જતાં ખરી વાત જણાઇ આવે ત્યારે તે મનુષ્યને તેઓ 'ગપ્પી' તરીકે ગણે છે, ને તેની વાત ઉપર પછી તેઓ બહુ ભરોસો રાખતા નથી.

એક છોકરો નિશાળેથી ઘેર આવતાંજ બાપને કહેવા લાગ્યો, "બાપા બાપા! ઓ હો! રાજ દરબારના પેલી તરફના ચોગાનમાં આજે કેટલા બધા હાથી આવ્યા હતા! મને લાગે છે, કે પાંચસેં કે તેથી પણ વધારે હશે!" બાપ કહે છે, "શું કહે છે? પાંચસેં જરા બરોબર વિચાર કર; એટલા બધા હાથીને ઉભા રહેવાની ત્યાં જગ્યા પણ છે કે?" છોકરો બોલ્યો, "નહીં? પણ સો તો ખચીતજ હતા." બાપે કહ્યું, "હજુ પણ પૂરો વિચાર કર; સો પણ નહીં હોય!" છોકરો જરાક વિચાર કરીને બોલ્યો, "હા, સો કદાચ નહીં હોય, પણ હવે હું તમને ખાતરીથી કહું છું કે, તે પચાસ કરતાં તો કમતી નહોતાજ!" બાપે કહ્યું. "હવે મને તારૂં કશુંએ સાચું લાગતું નથી. તું પાંચસેથી છેક પચ્ચાસપર આવ્યો, તે માટે મને તારા બોલવાપર ભરોસો કેવી રીતે આવે?" સારાંશ કે, આવી રીતે અતિશયોક્તિ કરીને બોલવાથી માણસની હાંસી થાય છે.

છોકરાંઓને લાગે છે કે આપણે નાનાં સુનાં કામોમાં જરાતરા ખોટું બોલ્યા તો તેમાં શું નુકસાન છે? પણ એ તેમની મોટી ભૂલ છે, કેમકે એક તો તેમ કરવું એ અપરાધ છે, ને બીજું એ કે, એક વાર નાની સુની વાતમાં જૂઠું બોલવાની ટેવ પડી, એટલે તે વધતાં વધતાં આગળ જતાં હરેક પ્રસંગે જૂઠું બોલવા માંડે છે સત્ય પાળવાથી કેટલો લાભ છે, ને અસત્યથી કેટલું નુકસાન છે, એનાં ઉદાહરણો ડગલે ડગલે આપણને મળી આવે છે.

## વનદેવ અને કઠિઆરો.

એક કઠિયારો નદીને કાંઠે લાકડાં વાઢતો હતો, એટલામાં તેના હાથમાંથી કુહાડી છટકી જઇને નદીમાં પડી. ને લાગ-

લીજ તળિયે બેઠી. આમ થવાથી તેને અતિશય ખેદ થયો, ને તેથી નદીને કાંઠે તે શોચ કરતો બેઠો. એટલામાં જે વન-દેવના તાબામાં તે નદી હતી, તે ત્યાં થઇને ચાલ્યો જતો હતો, તેને તે મનુષ્યની દયા આવવાથી તેણે તેના દુઃખનું કારણ પૂછ્યું. તે સાંભળીને દેવે નદીમાં ડુબકી મારી, ને એક સોનાની કુહાડી બહાર કાઢીને તે તેને કહેવા લાગ્યો, "જો આજ તારી કુહાડી કે!" કઠિયારો બોલ્યો, ના, એ મારી નહીં." એ ઉપરથી દેવે ફરીને ડુબકી મારી, ને એક રૂપાની કુહાડી બહાર કાઢી. તે પણ મારી નથી એમ કઠિયારાએ કહેવાથી દેવે ત્રીજી વાર ડુબકી મારી, ને તેની જે ખરી કુહાડી હતી તે બહાર કાઢી. તે જોઇને કઠિયારો મોટા આનંદ પામીને બોલ્યો, "વન-દેવ! એજ, ખરે એજ મારી!" તે માણસનું પ્રમાણિકપણું જોઇ તે વનદેવ બહુ સંતોષ પામ્યો, ને તેણે બાકીની કુહા-ડીઓ પણ તેને બક્ષીસ આપી.

કઠિયારાએ એ કુહાડીઓ ઘેર લાવ્યા પછી સઘળી હકી-કત પોતાના પાડોસીઓને કહી ત્યારે તેઓમાંના એક જણને લાગ્યું કે, લાવની હું પણ એમ કરૂં, એટલે મારૂં પણ નસીબ કદાચ ઉઘડે. પછી તે તેજ નદીના કિનારાપર લાકડાં વાઢવાના મિષથી ગયો, અને પોતાની કુહાડી હાથમાંથી જાણી જોઇને નદીમાં પડે એમ ફેંકી દઇ, બહારથી તે મોટો સંતાપ કરવા લાગ્યો. એટલામાં દેવ આગળની પેઠે ત્યાં આવ્યો; ને તે મનુ-ષ્યના દુઃખનું કારણ સાંભળીને તેણે નદીમાં ડુબકી મારી. પછી એક સોનાની કુહાડી બહાર કાઢીને તે બોલ્યો, "આજ કે તારી કુહાડી!" ત્યારે તે માણુસ મોટી ઉત્સુકતાથી કહે છે, "હા, એજ, રે એજ!" એમ કહીને તે વનદેવના હાથમાંથી કુહાડી લેવા લાગ્યો, ત્યારે દેવે તેની લુચ્ચાઇના બદલામાં તેને

શિક્ષા કરવા સારૂ એ સોનાની કુહાડી આપી નહીં એટલુંજ નહીં. પણ તેની નદીમાં પડી હતી તે પણ કાઢી આપી નહીં!

## રાવજી અને શંકર.

એક ગામડાના પટેલને રાવજી અને શંકર એ નામના બે છોકરા હતા. આ બેમાં રાવજી મોટો હતો. તેઓ એક દિવસ સવારે આઠ વાગતાને સુમારે બહાર રમવા જતા હતા ત્યારે રાવજીએ શંકરને કહ્યું, "ભાઇ, આપણે આપણો મોતીઓ કુતરો સાથે લઇએ તો ઠીક." ત્યારે શંકરે કહ્યું "હા, તે જોડે હશે તો આપણને પુષ્કળ ગમત મળશે." આ પ્રમાણે વિચાર થવાથી બંને છોકરા મોતીઓ ઘરમાં ચૂલા આગળ સુતો હતો તેને ઉઠાડવા સારૂ દોડયા.

ઘરમાં ઘણુંજ અંધારૂં હતું, તેને લીધે અને ઉતાવળને લીધે તેમના લક્ષમાં ન રહેવાથી તે છોકરાઓની માએ થોડીજ વારપર ગાયભેંસ દોહીને દૂધની તાંબડીઓ ભરી લાવી ત્યાં મૂકેલી હતી, તેમાંની એક તાંબડી ઊંધી વળી ગઇ. આમ થવાથી તે છોકરાઓને ઘણું ખોટું લાગ્યું, ને તેઓ ક્ષણ વાર સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. પછી રાવજી કહે છે, "આજ હવે આપણને રોટલામાં દૂધ મળવાની આશા નથી." શંકરે પૂછ્યું, "કેમ નહિ મળે વારૂ? બીજું દૂધ ઘરમાં નથી કે શું?" રાવજી બોલ્યો, "છે તો ખરૂં, પણ તે આપણને કેમ મળશે? પરમ દહાડે આમજ આપણે હાથે દૂધ ઢોળાયું ત્યારે આપણી બાએ સાફ કહ્યું હતું કે, "ફરીથી આમ થશે તો તમને રોટલામાં દૂધ મળશે નહીં." શંકર બોલ્યો, "વારૂ, ત્યારે હવે શું કરવું છે? આપણે આજનો દિવસ દૂધ ન માંગવું, ને ફરીથી તે આવી રીતે ન ઢોળાય એવી

કાળજી રાખવી એટલે થયું. ચાલ આપણે હમણાં બા પાસે જઇને તેને ખરી હકીકત જણાવીએ, કારણ તેણે કહી રાખ્યું છે કે, જ્યારે તમારા હાથથી એકાદી ભૂલ થાય ત્યારે તાબડતોબ આવીને મને જણાવી દેવી." રાવજીએ કહ્યું, "પણ જરા ઉભો રહેની! આટલી ઉતાવળ કેમ કરે છે?" ત્યારે શંકર થોડીક વાર થોભીને ફરીથી બોલ્યો, "હું, ચાલ હવે, અમથો વાર શું કરવા કરે છે!" રાવજીએ ઉત્તર આપ્યો, "પણ હવે જરા ઊભો રહેની! તને બધી વાતમાં ઉતાવળ આવે છે તો! બા ગુસ્સે થશે એની મને જરા બીક લાગે છે, માટે હમણાં તેની પાસે આવવાની મારી હિમ્મત ચાલતી નથી." આ પ્રમાણે રાવજી જેમ જેમ વાર લગાડતો ગયો તેમ તેમ તેને પોતાનો અપરાધ નાકબૂલ કરવાની ઇચ્છા થતી ગઇ. છેવટે તેણે પોતાની મા પાસે ન જવાનો નિશ્ચય કર્યો. પણ આથી કંઇ શંકર અટકયા નહીં ને તે એકલોજ ચાલ્યો ગયો. અહીં રાવજી એકલોજ ઘરમાં રહ્યો ને પોતાનો અપરાધ છુપાવવાને શી યુક્તિ કરવી એનો વિચાર કરવા લાગ્યો. તે મનમાં બોલ્યો, "જો હું ને શંકર બાને કહીશું કે દૂધ અમે ઢોળ્યું નથી, તો બાને તે ખરૂં લાગશે, ને અમને દૂધ મળવામાં હરકત પડશે નહીં; માટે શંકર હજી બાને મળ્યો ન હોય તો ઠીક." એ પ્રમાણે તે વિચારમાં ગરક થયો છે એટલામાં તેણે પોતાની માને ઘરમાં આવતી જોઇ, અને તે મનમાં બોલ્યો, "ઠીક થયું, હજી કંઇ શંકરનો ને બાનો મેળાપ થયો હોય એમ મને લાગતું નથી, એટલે મને ઠીક લાગે તે પ્રમાણે બાને કહેવાની મુદ્દલે હરકત નથી."

તેમની માએ ઘરમાં આવતાંજ દૂધ ઢોળેલું જોયું ત્યારે બહુ ચીઢવાઇને બોલી, "હાં, થઇ છે અહીં તો દૂધની રેલ-

મરેલા!—કેમરે રાવજી! આ કોનું કામ?" રાવજી હળવે રહીને કહે છે, "બા, મને કંઇ ખબર નથી." તેની મા ધમકાવીને ફરીથી બોલી, "શું ખબર નથી! ખબરદાર જો ખોટું બોલ્યો તો; જે હોય તે ખરેખરૂં કહી દે. ખરૂં કહીશ તો હું ગુસ્સે થવાની નથી. બધી તાંબડીઓમાંનું દૂધ ઢોળાઇ ગયું હોય તો તે મને પાલવશે, પણ જરાએ ખોટું બોલશે એ મને પાલવવાનું નથી, કહે ત્યારે કોણે આ તાંબડી ઊંધી વાળી?" રાવજી ઓસિયાળું મ્હોં કરીને અચકાતો અચકાતો બોલ્યો, "ન ન—ના, બા, મેં કંઈ તે ઢ—ઢ—ઢોળી નથી." તેની મા બોલી, "ત્યારે શંકરિયાએ ઢોળી! એ ક્યાં છે!" રાવજીએ જવાબ દીધો. "ના તેણેએ નહીં." આમ કહેવાનો હેતુ એજ કે તે ધારતો હતો કે, "શંકર મારૂં માનશે, માટે તેની પાસે પણ હું નાકબૂલ કરાવીશ." માએ કહ્યું, "રાવજી શંકરિયાએ દૂધ ઢોળ્યું નથી એમ તું શા ઉપરથી કહે છે?" માનો આ સવાલ સાંભળીને રાવજી ગભરાયો ને શો ઉત્તર દેવો તે સુઝ્યું નહીં, પછી થોડીક વારે બોલ્યો, "મ—મ—મને તો તેની શું ખબર કેમ? હું ક્યારનો અહીંજ છું કેની." "ત્યારે પછી તાંબડી કોણે ઢોળી એની તને ખબર હોવીજ જોઇએ!" ત્યારે રાવજી જરાક જાણે વિચાર કરીને બોલ્યો, "મને લાગે છે કે એ આ મોતીઆનું કામ હશે." મા કહે છે, "હશે બશે હું કંઇ સમજતી નથી. તેં જાતે તેને ઢોળતાં જોયો છે?" રાવજીએ ઉત્તર આપ્યો, "હા, મેં પંડે જોયો છે. એ સાંભળી મા ખિજવાઇને બોલી, "ત્યારે તો મારે એની ખો ભૂલાવવી જોઇએ! જા વાડામાંથી એક આમલીની સોટી લઇ આવ." રાવજી સોટી લેવા સારૂ વાડામાં જતો હતો એટલામાં ત્યાં તેને શંકર મળ્યો. ત્યારે તેને ઊભો રાખીને

ઘણીજ ઉતાવળથી સઘળી હકીકત કહી; ને વળી બોલ્યો, "તું હવે માત્ર એટલું કર કે મારી પેઠેજ બરોબર બાને કહી દે એટલે થયું." શંકર કહે, "ના ભાઇ, હું તેમ કરનાર નથી! શું આપણે તદ્દન જૂઠું બોલવું ને આપણી ભૂલ માટે ફોકટ બિચારા મોતીઆને માર ખવડાવવો? છટ! એ તો બિલકુલ સારૂં નહીં!" એમ કહીને શંકર ઘરમાં પોતાની મા પાસે ચાલ્યો, પણ રાવજી ઘણી ઝડપથી સોટી તોડી લાવી પહેલો ઘરમાં ગયો; ને શંકર અંદર આવી શકે નહીં માટે તેણે ખડકીનાં બારણાં બંધ કર્યાં. પછી તેણે તે સોટી માના હાથમાં આપી. મોતીઆને તેનો જોરથી એક સપાટો લગાવનાંની સાથે તે બિચારાનાં હાડકાં નરમ થઇ ગયાં, ને તે મોટેથી કિકિયારી પાડવા લાગ્યો! એટલામાં શંકર બારણા આગળ મોટેથી બૂમ પાડે છે એવું તેની માના સાંભળવામાં આવ્યું. તે ત્યાંથી ઉતાવળો બોલતો હતો કે, "ઓ બા, ઉભી રહે, ઉભી રહે, મોતીઆનો કંઇ પણ દોષ નથી. મારે અને રાવજીને લીધેજ દૂધ ઢોળાઇ ગયું છે." આ પ્રમાણે શોરબકોર થઇ રહ્યો હતો એટલામાં ત્યાં તે છોકરાઓનો બાપ આવ્યો, ને "બારણાં ઉઘાડો, બારણાં" એમ કહેવા લાગ્યો. બારણાં ઉઘાડયા પછી પટેલ અંદર ગયો ને બધી ધાંધલ જોઇને કહે છે, "કેમરે, આ સઘળી ગડબડ શી ચાલી રહી છે?" આ ઉપરથી તેની સ્ત્રીએ, બધી હકીકત તેને કહી સંભળાવી. તે સાંભળી લઇને પટેલે તેના હાથમાંની સોટી લીધી, ને "ચાલ, રાવજી, આમ આવ," એમ બોલીને ઉભો રહ્યો. બાપના આ બોલ સાંભળીને રાવજીના હોશ ઉડી ગયા, ને તે મોટેથી રડવા લાગ્યો. પછી બાપને પગે પડીને કહે છે, "આટલો ફેરો મને માફ કરો, હું ફરીથી કદી જૂઠું બોલીશ નહીં." પણ બાપે તેના બોલવા તરફ લક્ષ ન દેતાં તેનું

પાંગોઠું પકડીને ઊભો કીધો ને તેના તરફ કરડી નજર કરી બોલ્યો, "હા, તું હવે પછી જૂઠું નહીં બોલે એમ કહે છે ખરો, પણ પહેલાં તને આજના અપરાધ માટે આ વેળાએ સ્વાદ તો ચખાડવોજ જોઇએ !" એમ કહીને પટેલે તેને ઘણો સખ્ત માર માર્યો. પછી તેને છોડી દઇને બોલ્યો, "હવે જા અહીંથી, મારી સામે કાળું મ્હોં લઇને ઊભો રહીશ નહીં ! તને આજ દૂધ તો મળવાનું નથીજ, પણ ખાવાને રોટલો પણ મળનાર નથી ! જૂઠું બોલવાનો પરિણામ કેવો આવે છે તે સારી રીતે તને યાદ રહે તેમ થવું જોઇએ." પછી શંકર તરફ ફરીને તે બોલ્યો, "બેટા શંકર, અહીં આવ, તને મારી છાતી સરસો ચાંપવા દે. પરમ દિવસે કહ્યા પ્રમાણે તને દૂધ મળવાનું નથી, તો પણ તે માટે તારા મનમાં કંઇ માઠું લગાડતો નહીં; તું સાચું બોલ્યો છે, તેથી માર પડ્યો નથી, ને સર્વ લોકો તારાથી ઘણા રાજી થયા છે એ કંઇ જેવી તેવી વાત નથી. પણ હું એટલેથીજ અટકતો નથી. મોતીઓ કુતરો હું આજથી તને આપુંછું; તેને આજ વગર કારણે માર પડ્યો ને બીજો ઘણો પડત તેમાંથી તેં બચાવ્યો છે, તેથી તું તેથી બરોબર કાળજી રાખશે એવી મારી ખાતરી થાય છે. હું કાલે બજારમાં જઇશ ત્યારે તેને ગળે બાંધવા સારૂ એક સરસ સાંકળ લાવીશ." પછી પોતાની સ્ત્રી પ્રત્યે તે બોલ્યો, "અરે સાંભળ્યું, કાલે મોતીઆને નવી સાંકળ પહેરાવવામાં આવશે એટલે આડોસી પાડોસીઓનાં છોકરાં તે જોવા સારૂ આવશે; તે વેળા આજ થયેલી બધી વાત તેઓને કહેવી, એટલે સાચું બોલનારને અને જૂઠું બોલનારને તેઓનાં પોતપોતાનાં કૃત્યો પ્રમાણે કેવું ફળ મળે છે તે બધાં છોકરાંના સમજવામાં આવશે."

## મિથ્યા મોટાઈનું પરિણામ.

અમદાવાદમાં મલુકચંદ નામનો એક વેપારી રહેતો હતો, તેનાપર કંઇ આકસ્મિક સંકટ આવી પડવાથી તેને દેવાળું કાઢવાની જરૂર પડી. પછી તે વીરમગામના પોતાના એક સ્નેહીની મદદથી પોતાના દેવાની વ્યવસ્થા કરવા સારૂ ત્યાં જઇને રહ્યો. તેણે આના સંબંધમાં ઘણી ખરી વ્યવસ્થા કરી, ને કરકસર કરીને દુઃખે સુખે કેટલાક દિવસ કાઢયા. પછી તે ઘણોજ પ્રમાણિક છે, એવું મુંબઇના મુળજી શેઠ નામના એક મોટા વેપારીના જાણવામાં આવ્યું, તેથી તેને પોતાનો ભાગીદાર કરવાનો તેણે વિચાર કર્યો. પરંતુ તેને હજી બે સાહુકારોનું દેવું વાળવાનું બાકી રહ્યું હતું, તેથી તે પતાવ્યા વગર તેનાથી મુંબઇ જવાય તેમ નહોતું. તેટલા માટે થોડા દિવસમાં તેમનો નિકાલ કરીને આવશો તો પણ કંઇ હરકત નથી, એમ તેને મુળજી શેઠે લખી જણાવ્યું.

મલુકચંદ શેઠ વીરમગામ હતા તે અરસામાં તેનો છોકરો અમદાવાદમાં ભણવા રહ્યો હતો. એક વખત રજાના દિવસોમાં તે પોતાના બાપને મળવા સારૂ આગગાડીમાં બેસીને વીરમગામ જતો હતો. તે ઘણો હોશિયાર હતો, પરંતુ મિથ્યા મોટાઇ દેખાડવાની તેને ટેવ પડી ગઇ હતી. તેના ડબામાં બીજા બે ગૃહસ્થ તેની પાસે બેઠા હતા, તેમણે સહજ વાતચિત કરતાં તે છોકરાને તું કોણ છે, કયાંનો રહેવાસી છે, વગેરે હકીકત પૂછી ત્યારે તેના જવાબમાં, પોતાનો બાપ આગળ સારી સ્થિતિમાં હતો, પણ હાલમાં તે નબળી સ્થિતિમાં આવી પડયો છે, એ પ્રમાણે કહેવું તેને ઠીક લાગ્યું નહીં. તેણે તે ગૃહસ્થોને કહ્યું, "મારો બાપ ઘણો સુખી છે, ને તેણે પુષ્કળ પૈસા એકઠા કીધા છે." કર્મસંયોગે એવું બન્યું કે, મલુકચંદ શેઠને જે બે સાહુકારોના દેવાનો નિકાલ કરવો બાકી રહ્યો હતો, તેજ આ ઉપરના બે

ગૃહસ્થો હતા; ને મલુકચંદે જાણી જોઇને વેપારીઓનાં નાણાં દબાવી પડવા સારૂ જ દેવાળું કાઢ્યું હતું, એમ તેઓ અદ્યાપિ સુધી સમજતા હતા, તેથી કરીને એ બાબતના સંબંધમાં તેમણે ઘણી પૂછપરછ કીધી, ત્યારે તેણે પોતાના બાપની તવંગર સ્થિતિના ઠાઠનું સારી પેઠે વર્ણન કર્યું. છોકરાને મ્હોડે આ બધી હકીકત સાંભળી ત્યારે મલુકચંદ શેઠની લુચ્ચાઇ માટે તેઓને જરાએ સંશય રહ્યો નહીં; પરંતુ હજી પણ પોતાની પૂરતી ખાતરી કરી લેવા સારૂ તે છોકરાને તેમણે ઘણી ખુબીથી પૂછ્યું કે, મલુકચંદ શેઠ અમદાવાદથી દેવાળું કાઢીને ગયા, તોપણ કંઇ ખાલી નથી–અંદરખાનેથી ખાસા ગબ્બર છે નહીં વારૂ?" દેવાળાની વાત તે છોકરાએ પોતાના બોલવામાં તદન મૂકી દીધી હતી; પણ હવે તે તેનાથી નાકબૂલ કેમ કરાય? તેમ પોતાના બાપની સ્થિતિનું પોતે કીધેલું વર્ણન બધું ખોટું છે એમ પણ કેમ કહેવાય! આથી તેણે નિરૂપાયે તેમને કહ્યું, "હા, તમે કહો છો તેમજ છે." એ ઉપરથી મનમાં ગુસ્સે થઇ તે બન્ને ગૃહસ્થોએ મલુકચંદ પાસે લેણું હતું તે ઓછું વત્તું લઇ માંડી વાળવાની હા પાડી નહીં એટલુંજ નહીં, પણ તેમણે મુબઇ મુળજી શેઠપર એક કાગળ લખ્યો; ને તેમાં મલુકચંદના અપ્રમાણિકપણા માટે સખત ટીકા કરી. આને લીધે મુળજી શેઠનો મલુકચંદ ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો ને તેણે તેને તુરતજ કાગળ લખી જણાવ્યું કે, "તમારા કરતાં બીજો સારો માણસ અમને મળવાને લીધે અમે તમને ભાગીદાર કરવા ઇચ્છતા નથી માટે હાલ તમારે આવવું નહીં.

આ પ્રમાણે તે ખોટી ફિસિયારી મારનાર છોકરાની

મૂર્ખાઇને લીધે તેના બાપે તે અમૂલ્ય તક ગુમાવી; મુળજી શેઠનો કાગળ વાંચીને તેને બહુજ ખેદ થયો, ને તે માંદો પડયો. છેવટે બીજું કંઇ નહીં તો માત્ર પોતાની વર્તણુકની તો મુળજી શેઠને ખાતરી કરી આપવી જોઇએ, એમ ધારીને તેણે મુંબઇ જવાનો નિશ્ચય કર્યો. વચમાં અમદાવાદમાં તે પોતાના એક સ્નેહીને ઘેર રહ્યો. એટલામાં દૈવયોગે તેજ સ્નેહીને ઘેર મુળજી શેઠ પણ કંઇ કામસર મુંબઇથી અચાનક આવી પહોંચ્યો. મલુકચંદની ને તેની આ પ્રમાણે જાતોજાત મુલાકાત થઇ એટલે બધી વાતનો ખુલાસો થયો, ને તેના મૂર્ખ છોકરાએ તેનો કેવો ઘાત કર્યો એ સર્વ વૃત્તાંત મુળજી શેઠના જાણવામાં આવ્યું. આથી તે બહુ દિલગીર થયો પણ મલુકચંદને થયલું નુકશાન વાળી આપવાનો તેની પાસે કંઇ ઉપાય નહોતો, ને તેથી મલુકચંદ શેઠને ઘણા દિવસ વિપત્તિમાં કાઢવા પડયા.

ખોટી બડાઇ હાંકવાથી ખરાને ખોટું રૂપ કેવી રીતે અપાય છે, ને તેથી કેવું અને કેટલું અણધાર્યું નુકસાન થાય છે, તે આ ઉપરથી બરોબર લક્ષમાં આવશે.

## કર્તવ્ય કર્મ.

"જગતના પ્રત્યેક મનુષ્યનું કંઇપણ કર્તવ્ય કર્મ છેજ. મનુષ્ય ઉંચી કે નીચી ગમે તેવી સ્થિતિમાં હોય તોપણ તેણે અવસ્ય કરવું જોઇએ એવું કંઇ પણ કૃત્ય તેને માથે પડેલુંજ છે. તે તેણે કરવુંજ જોઇએ. તે તેનાથી બને નહીં તો તેનામાં સદાચરણ ભાગ્યેજ જોવામાં આવશે. જીંદગી-

ના અમુકજ ભાગમાં મનુષ્યને કર્તવ્ય કર્મ કરવાનું હોય છે એમ નથી; જન્મપર્યંત તે તેની પછવાડેજ લાગેલુંજ છે. નાનપણમાં માબાપની આજ્ઞા પ્રમાણે ચાલવું, ત્યાંથી કર્તવ્ય કર્મનો આરંભ થાય છે. પછી ઉત્તરોત્તર સ્ત્રીપુરૂષ, પિતાપુત્ર, ગુરૂશિષ્ય, સ્વામિસેવક ઇત્યાદિ સંબંધ મનુષ્યને પ્રાપ્ત થાય છે, અને તે પ્રમાણે પોતાનું કર્તવ્ય જેને તેને કરવું પડે છે. આ સર્વ પ્રસંગે યોગ્ય રીતીએ ચાલે તોજ મનુષ્યનું સદ્વર્તન કાયમ રહે છે.

"કર્તવ્ય કર્મ તરફ જેનું લક્ષ છે તેના હાથથી કદીપણ અન્યાય થવાનો નહીં. અમુક સ્થિતિમાં કિંવા અમુક કામમાંજ કર્તવ્ય કર્મ તરફ લક્ષ આપવું જોઇએ એમ નથી. તે તો સર્વ પ્રકારથી સ્થિતિમાં ને સર્વ કામોમાં સર્વ કાળે હોવું જોઇએ. વિદ્વત્તા કિંવા બુદ્ધિમાન્પણું હોય પણ કર્તવ્ય કર્મભણી લક્ષ, તેમજ સદસદ્વિચાર એ બે વાતો જેનામાં હોતી નથી તેને લાભ ન થતાં ઉલટી હાનિ થવાનો સંભવ છે. જે મોટા માણસોનું કર્તવ્ય કર્મપર લક્ષ હોય છે, તેઓ ઐશ્વર્યાદિકની કે પોતાના જીવની જરાપણ પરવા કરતા નથી."*

## રામશાસ્ત્રી પ્રભુણે.

મોટા માધવરાવ પેશવાની કારકીર્દીમાં રામશાસ્ત્રી પ્રભુણે એ નામના એક મુખ્ય ન્યાયાધીશ પુનામાં હતા. એ ગૃહસ્થ મૂળથી અતિશય ગરીબ સ્થિતિમાં હતા, તેમ છતાં કેવળ સ્વપરાક્રમથી આવા ઉંચા પદપર ચઢયા હતા. એ

* આ બે ફકરા (મરાઠી) 'સદ્વર્તન' પુસ્તકમાંથી લીધા છે.

શાસ્ત્રીજી એટલા બધા નિસ્પૃહી હતા અને પોતાનું કર્તવ્ય કરવાપર એટલું લક્ષ આપતા હતા, કે તે પ્રત્યક્ષ પોતાના ઉપરી પેશવા સરકારની પણ પ્રસંગે પરવા રાખતા નહોતા. ગ્રાંટ ડફ સાહેબે એમને વિષે કહ્યું છે કે, 'એ સન્માર્ગે ચાલનારાને ખરા હિતસ્વી જેવા ને દુષ્ટને યમ જેવા હતા.'

માધવરાવ પેશવાને એક વાર પંડિતોનાં ભાષણો સાંભળવાથી એવી ઇચ્છા થઇ, કે કંઇક તપશ્ચર્યા કરવી; તે ઉપરથી તેમણે નિત્ય જપ કરવા માંડયા. એક દિવસ તે જપ કરવા બેઠા હતા તેવામાં રામશાસ્ત્રી કંઇ કામ સારૂ તેમને ત્યાં ગયા. ત્યારે તેમના કેટલાક શિષ્યોએ શાસ્ત્રી બાવાને જણાવ્યું કે આ વખતે શ્રીમંતની (પેશવા સરકારની) મુલાકાત થઇ શકશે નહીં, કેમકે તે જપ કરવા બેઠા છે. આ ઉપરથી રામશાસ્ત્રીએ ઘેર જઈને વિચાર કર્યો કે, આ વિષે હું વાદ કરૂં તો તે ઠીક કહેવાશે નહીં, તેથી તેમનો આશ્રય છોડીને અહીંથી જવું એજ વધારે સારૂં છે. પછી બીજે દિવસે તેમની આગળ જઇને તે બોલ્યા, "મને કાશી જવાની આજ્ઞા આપશો." એ સાંભળી માધવરાવ મનમાં સમજી ગયા. ને બોલ્યા કે, "ગઇ કાલે આપ અહીં આવ્યા હતા તે સમયે હું જપ કરતો હતો તેને લીધે હું આપને મળી શકયો નહોતો." આ સાંભળી શાસ્ત્રીએ ઉત્તર આપ્યો કે, 'આપ જે કારણ જણાવો છો તે બ્રાહ્મણને તો યોગ્ય છે; પરંતુ જો બ્રાહ્મણ પોતાનાં કર્મ છોડીને રાજ્ય કરવા લાગ્યા. તો તેઓએ પ્રજાનું પાલણ કરવું એજ તેઓને યોગ્ય છે. જયારે આપના મનમાં જપ કરવાનુંજ છે, ત્યારે આ બધું રાજપાટ છોડી દઇને મારી સાથે ચાલો, હું આપને તે સારી રીતે શિખવીશ." માધવરાવ

આનો મુદ્દો તુરત સમજી ગયા, તેથી ત્યાર પછી જપ કરવો મૂકી દીધો, ને રામશાસ્ત્રીની સમ્મતિ પ્રમાણે તે ચાલવા લાગ્યા.

પોતાની ફરજ બજાવવામાં રામશાસ્ત્રીએ આ પ્રસંગે જે હિમ્મત બતાવી તેવી હિમ્મત રાખનારા લોકોને ધન્ય છે. તેમણે પોતાનું ઐશ્વર્ય ને અધિકાર જતા રહેશે એ વાતની જરાએ દરકાર રાખી નહીં, પણ પોતાના કર્તવ્ય કર્મ ભણીજ લક્ષ આપ્યું

## રાજપુત્ર અને ન્યાયાધીશ.

ઈંગ્લંડના રાજા ચોથા હેન્રિનો મોટો પુત્ર, યુવરાજ પ્રિન્સ ઑફ વેલ્સ, એટલે જે આગળ જતાં પાંચમાં હેન્રિને નામે પ્રસિદ્ધ થયો, તે મોટો શૂરવીર તેમજ રાજકારભારમાં નિપુણ હતો. પરંતુ નાનપણમાં ગાદીપર બેઠો નહોતો તે વખતમાં આડો ચાલનારો ને તોફાની હતો; ને હલકા લોકોની સંગતિથી અનેક નીચ તથા અવિચારી કૃત્ય કરતો હતો.

એક વાર તેના એક મિત્રને કંઈ અપરાધ બદલ મુખ્ય ન્યાયાધીશે કેદની શિક્ષા કરી. તે વેળાએ એ રાજપુત્ર કોર્ટમાં આવેલો હતો, તે એ શિક્ષા સાંભળતાંજ રાતોપીળો થઇ ગયો, ને ન્યાયાધીશનું અપમાન કરી તેને પોતાના મિત્રને છોડી દેવા માટે હુકમ કરવા લાગ્યો. તે બોલ્યો, “ રાજપુત્રના મિત્રને કેદની શિક્ષા કરવી એ તદન ગેરવાજબી છે; ને હું પ્રિન્સ ઑફ વેલ્સના નાતાથી તમને હુકમ કરૂં છું કે, આ માણુસ મારો સ્નેહી છે, એટલા માટે તેને તમે એક સામાન્ય માણુસ જેવો ગણીને ગુન્હેગાર ઠેરવશો નહીં. ”

આ સાંભળીને ન્યાયાધીશે ઉત્તર આપ્યો કે, “ આ ખુરશી ઉપર બેઠો છું તેટલો વખત હું આ ઠેકાણે પ્રિન્સ ઑફ વેલ્સને બિલકુલ ઓળખતો નથી. ન્યાયના કામમાં હું પક્ષપાત કરીશ નહીં એવી મેં પ્રતિજ્ઞા લીધેલી છે, તો જે વાજબી લાગશે તે હું કદી કર્યા વગર

રહેનાર નથી." આવો જવાબ સાંભળીને રાજપુત્ર બહુજ ક્રોધાયમાન થયો, ને જબરદસ્તીથી તે કેદીને છોડી દેવાનો યત્ન કરવા લાગ્યો. પણ ન્યાયાધીશે તેને ખુલ્લે ખુલ્લું કહ્યું કે, "આ કામમાં હાથ ઘાલવાનો આપને અધિકાર નથી. ને આપે કોર્ટમાં ખોટો દંગો મચાવવો જોઇએ નહીં." તેનું આ છેલ્લું ભાષણ સાંભળીને તો રાજપુત્રને પગથી તે માથા સુધી લાગી ગઇ, ને તેણે ભરકચેરીમાં ન્યાયાધીશના મ્હોંપર એક લપડાક લગાવી દીધી.

આ ઉપરથી ન્યાયાધીશે લાગલોજ યુવરાજ તથા તેનો મિત્ર એ બન્નેને તુરંગમાં લઇ જવા માટે હુકમ કર્યો. તે બોલ્યો, "એણે મારૂં અપમાન કર્યું માટે હું આ પ્રમાણે કરૂં છું એવું કોઇએ સમજવું નહીં. પણ એણે કાયદાનું અર્થાત્ રાજાનું અપમાન કર્યું છે, તેથી હું આ પ્રમાણે કરૂં છું." પછી રાજપુત્ર તરફ ફરીને તે બોલ્યો, "કુંવરજી, તમારે આગળ જતાં રાજગાદીપર બેસવાનું છે. તો તમે પોતેજ જ્યારે આ પ્રમાણે રાજાના કાયદાને તોડી નાખશો. ત્યારે તમારી પ્રજા તમારો હુકમ કેવી રીતે માનશે ?"

આ સાંભળીને રાજપુત્રનું હૃદય જાણે પ્રકાશિત થયું ને તેનું મ્હોં તુરતજ ઉતરી ગયું. અને પછી કંઇ પણ બોલ્યા વગર ન્યાયાધીશને સલામ કરીને તુરંગભણી ચાલતો થયો. આ વાત રાજપુત્રના બાપને એટલે રાજાને કાને જ્યારે ગઇ ત્યારે તે બોલ્યો, "આવી રીતે નિષ્પક્ષપાતથી કાયદાનો અમલ બજાવનારો ન્યાયાધીશ મારા રાજ્યમાં છે અને તે કાયદાને માનનારો મારો પુત્ર છે એ જોઇને હું પોતાને ધન્ય સમજું છું !"

આગળ જતાં બાપની પછવાડે પ્રિન્સ ઑફ વેલ્સને રાજગાદી મળી ત્યારે પેલા ન્યાયાધીશને ધાસ્તી હતી કે હવે રાજા વેર વાળ્યા વિના રહેશે નહીં. તથાપિ ન્યાયાધીશનું ધારવું ખોટું પડયું. કારણ તે આ નવા રાજાની મુલાકાતે ગયો, ત્યારે તેણે એનો બહુ આદરસત્કાર કીધો, અને પોતાને બોધ મળે એવું નિઃસ્પૃહતાનું આચરણ ન્યાયાધીશે પહેલાં ચલાવ્યું હતું તે માટે તેનો ઘણો આભાર

માન્યો, તથા આગળની પેઠેજ તેને તેના કામપર કાયમ રાખ્યો. આ ઉપરાંત વળી રાજાએ તેને એમ પણ કહ્યું કે, "હું તમારી સાથે જેવી રીતે વર્ત્યો તેવી રીતે વર્તનારા પુત્ર મારે થાય તો તેનો કાન આમળવાને તમારા જેવો પ્રમાણીક ને કર્તવ્ય સમજનારો ન્યાયાધીશ મને મળો એટલુંજ હું ઇચ્છું છું."

## રાજાએ પોતાનું ખરૂં કર્તવ્ય કર્મ બજાવ્યું.

જર્મનીમાં બારીથ નામનું એક નાનું સંસ્થાન છે. ત્યાં સુમારે સોએક વર્ષ પર જોર્જ લુઈ નામનો એક માંડલિક રાજા થઇ ગયો હતો. તેને એક પ્રસંગે બહુ કરજ થઇ ગયું, ને ખજાનામાં પણ મુદ્દલ સિલક રહી નહીં, ત્યારે તેના દરબારી લોકોએ તેને સૂચવ્યું કે, આ અડચણ દૂર કરવા માટે લોકોપર નવીન કર નાખવો ઠીક છે. રાજસત્તા હાથમાં છતાં આ માર્ગ ન પકડે એવો પુરુષ બહુધા મળી શકવોજ દુર્લભ છે; પરંતુ આ રાજાને પોતાના દરબારીઓની સલાહ રૂચી નહીં, ને તે બોલ્યો, આ કરજ થવાનું હું પોતેજ કારણભૂત છું. લોકોને એનો કશો સંબંધ નથી, ને તેમાં તેમનો કશો દોષ નથી. તો પછી તેને માટે તેઓપર શા માટે નાહક બોજો નાખવો જોઇએ?" આવો વિચાર મનમાં લાવીને તેણે કોઇનું પણ ન માનતાં અમીરી ઠાઠ માટે પોતે રાખેલો મોટો ખરચ કમી કરી નાખ્યો, ને સ્વિઝર્લંડમાં આવેલા જિનિવા શેહેરમાં એક સામાન્ય માણસ તરીકે જઇને તે રહ્યો. આમ કરવાથી થોડાંએક વર્ષમાં તેની પોતાની નિમણુકનો મોટો ભાગ બચવા માંડયો, અને તેવડે તેણે સઘળું દેવું પતાવી દીધું. પછી તે પોતાના સંસ્થાનમાં પાછો આવ્યો, અને પોતાની સર્વ વ્યવસ્થા ઉતમ પ્રકારે રાખી શકયો તેથી તે પહેલાં કરતાં દશગણો લોકપ્રિય થઇ પડયો.

આ રાજાએ પોતાનું કર્તવ્ય કર્મ ખરેખરૂં બજાવ્યું એમ કોણ કહેશે નહીં? આ પ્રમાણેજ જો સઘળા રાજા ને બીજા લોકો પોતાનો ધર્મ બજાવે તો જગતમાંની વિપત્તિ ઘણે ભાગે નાશ પામીને જયાં ત્યાં સુખ તથા આનંદ પ્રસરી રહે એમાં શો સંદેહ છે?